## સમર્પણ.

ગીતગોવિન્દ, આ તારૂં સમર્પું નાથ, હું તને
રાધાને જે અનાયાસે આપ્યું તે આપજે મને.



## મોહનને.

મોહન કેલિપરાયણ! દુર્બલ અતિકામુક મન મારૂં

જપતપ સંયમ જ્ઞાન ન ફાવે, છેક જ આવ નઠારૂ ...મોહન

કામનાથ! માયાપતિ! વલ્લભ! કેમ કરી કહે મારૂં....મોહન

એક ઉપાય સૂઝે અબ વ્હાલમ એક જ માગણવાણું ...મોહન

કાન સુણે તવ કેલિકથાઓ, રાગ નયનનું ભાણું....મોહન

અધર મધુરંગ રસના ચાખે, ગાય ગિરા રસગાણું ...મોહન

ઘ્રાણ લહે પરિમલવપુ ચંદન, સજીલની બાથ ભરૂં....મોહન

વ્રજની અબુધ એક નાર બની તને નિશદિન પ્યાર કરૂં મોહન

—રતિલાલ વૈદ્ય



# અનુવાદકના બે બોલ.



શ્રી અણુભાઈ ઉપાધ્યાય મારા ઘરમાં રહે, વ્યવસાયે શિક્ષક એટલે રજાઓ દરમિયાન આવે, રસીક જીવડો, એટલે કોક વખત ભાગવતના મધુર શ્લોકોનુ તો કોઇક વખત કૃષ્ણકર્ણામૃતનું તો વળી કોઇ વખત ગીતગોવિન્દની કોમલકાન્ત પદાવલીનું પોતાની આગવી રીતે ગુંજન કરતા અવારનવાર હું તેમને સાભળું, ભાગ્યું તૂટ્યું સંસ્કૃત મને આવડે એટલે સામાન્ય અર્થ તો સમજાઈ જાય, પછી તો મનેય રસ જાગ્યો અને આમ હું તેમના તરફ આકર્ષાયો. કેવળ ભાડવાત સંબંધ હતો, તેના બદલે એક આપ્તજન તરીકેનો સંબંધ વધતો ગયો. અષ્ટપદીના છૂટક છૂટક પદો સાભળીને આનંદ થતો અને અચાનકજ એક દિવસ "मेघैर्मेदुरमम्बरं" થીજ ભાવાનુવાદ શરૂ થઇ ગયો. મારો સાહિત્યિક પ્રવેશ મુદ્દલેય નથી. છતાં પણ स्वान्तः सुखाय આ અનુવાદ થઈ ગયો. "થઈ ગયો" એટલા માટે કે આ પદાવલીઓનુ સતત ગુંજન કરતા કરતા ગમે તે કોઇ છંદમાં અર્થનો ભાવ ટપકી પડતો કયારેય પણ અનુવાદ કરવા ખાતર તો બેઠોજ નથી. કેટલીક વખત તો મધરાતે પદોના અર્થ મુખમાંથી સરી પડતા અને ઊઠીને તુરતજ તેને ટપકાવી લેતો. આમ આ અનુવાદની રચના ઇશ્વરકૃપાએ તેની ઇચ્છાથીજ થઈ ગઇ છે તેમ કહું તો ચાલે

સાહિત્યજગતમાં આ અનુવાદને સ્થાન મળે કે ન મળે, તેની મને લેશ પણ તમા નથી, કારણકે આ રચના મારા અંતઃકરણના આનંદ માટેજ પ્રગટ થઇ છે. પણ સ્વ ને જેટલો લભાવવો હોય

તેટનો લંબાવાય. પોતાના પિંડથી માંડીને તે છેક બ્રહ્માંડ સુધીયે સ્વ લ બાવનારા મહાનુભાવો જોવા મળે છે. પરાર્થ જેવી કોઈ ચીજજ સભની શક્તી નથી, તો પછી જેને જેને હરિગાનનો રસ છે, તેની લીનાના ગાણા ગાવામા રસ છે, તેઓને શા માટે આ ગીતથી વ ચિત રાખવા ! અને આ અનુવાદને પ્રગટ કરવાનો ઘણા લાબા ગાળે (૧૪ વર્ષે) વિચાર જાગ્યો. વાતવાતમા પૂર્ણિમા પુસ્તકાલયવાળા શ્રીના સેવક શ્રી વામનભાઇએ છપાની પ્રસિદ્ધ કરી આપના બીડુ ઝડપ્યુ અને આમ આ ગીતનુ પ્રકાશન થયુ સોનામા સુગ ધ મળે તેમ શ્રી ગજપટેલે આ પુસ્તકના કવરપેજનુ સુશોભન કરવાનુ માથે લીધું આમ દૈવેચ્છાથી આ પ્રકાશન થઇ ગયુ પ્રભુ શ્રી અમુભાઇને, વામનભાઇને, ઑનેસ્ટી પ્રિન્ટીંગ પ્રેસના નાનામોટા કાર્યકરોને રાજપટેલને તેમજ મારા સ બ ધી શ્રી વિનોદ અધ્વર્યુને સુખદ દીર્ઘાયુ બક્ષે.

ઉપર કહીજ દીધુ છે કે સાહિત્ય જગત આ ગીતના અનુવાદનો આદર કરે કે ન કરે તેની મને તમા નથી, કારણકે મેનુ ધેનુ અને અણઘડજ તોય મારાથી સર્જન થઈ ગયું છે માટે મને તો ગમેજ ગમે બીજાના શ્રેષ્ઠ અને સાહિત્ય સભર હોય તોય તે મારે શા ખપના ?

છતાંય મેના ધેના એવા મારા આ અનુવાદનેય, તે રુપાળું રળિયાળુ દેખાય તે માટે કુશળ (મારી નજરે) દરજી જોડે વાઘા સિવડાવી પહેરાવવાનો પ્રયત્ન તો કર્યો જ છે આ કામ ભાઈશ્રી વિનોદ અધ્વર્યુએ કરી આપવાનુ માથે લીધેલુ પાચ સર્ગ સુધી તો તેમણે મઠારવાનુ કામ કર્યું અને આગળ પણ કરોત જ પણ મને લાગ્યું કે વિનુભાઈ પોતાનાજ કામોમાથી જ્યા ઊંચા નથી આવતા ત્યા હુ તેમને એક વધારાના બોજરુપ તો નહી થતો હોઉ ? આવા આવા વિચારે મે આગળના સર્ગોને મઠારાવવાનુ બ ધ કર્યું,

અને મને ફાવ્યું તેવી રીતે બાકીના સાત સર્ગો મારી જાતે જ ઉતારી લીધા

મૂળ ગીતગોવિન્દ તો ગેય છે, કોણ જાણે કેમ પણ મારાથી ફકત એક બીજા પ્રબંધ સિવાય બધાજ પ્રબંધો છંદોબદ્ધ થઈ જવાથી, તેની મધુરતાને મે કચરી નાખી છે તેમ મને લાગે છે, પણ જે આ જગતમા કુદરતી ગીતેજ સુંદર હોય છે તે તો ગમે તેવા સ્વરૂપમા અને ગમે ત્યાં પણ પોતાની અસલીઆત છતી કર્યા વગર રહેતુજ નથી અસલીઆતને પારખવાની દૃષ્ટિ જોઇએ.

રાધાના સ્તનમર્દને પ્રભુ થયા'તા ક્રૂર જેવા તમે
તેવો હું અનુવાદમ ગીતનણા વ્હાલા તમારા થયો.
માતાને નિજ બાળ હોઇ કૂબડા તોયે ગમે, અન્યના
ના ઉત્કૃષ્ટ છતા, મનેય ગમતો તેવો અનુવાદ આ

કેટનાક ભદ્ર ગણાતા માણસો આ ગીતને ' વિનાસનુ ગીત " હોઇ અર્વાચીન સાહિત્યમા તેની ગણના કરી નફરતની દૃષ્ટિએ જુએ છે. આ કહેવાતી નફરત આ ભદ્રના કેવળ દુષ્કર્મો કરવા કરાવવાનો અખત્રોજ છે, બાકી વિનાસ ક્યા નથી ? સચરાચર જગત વિનાસ સભર છે આખાયે શરીરનુ એકેએક અગ ઇશ્વરેજ નિર્માણ કર્યું છે દરેકને પોતપોતાનુ આગવુ કાર્ય છે, અને તેની પ્રત્યેક ક્રિયાઓ પણ શુભ માટેજ છે (પણ) આપણે આપણી બુદ્ધિના જોરે તેનો દુરૂપયોગ-મિથ્યા ઉપયોગ કરી તેને બહેકાવી મૂકીએ અને પછી આ ઇન્દ્રિયનુ આ કાર્ય હેય છે-અભદ્ર છે તેવું કહીએ તો તે પોતાની જાતનોજ તિરસ્કાર કર્યા જેવુ છે. ઇશ્વરે બક્ષેલી કોઇપણ ઇન્દ્રિય પોતપોતાના યોગ્ય અભિવ્યરણને છોડી અયોગ્ય રીતે વિશેષે કરીને વર્તે તો તે તે ઇન્દ્રિયનો તે વ્યભિચારજ ગણાય, અને આ

પ્રકારના વ્યભિચારને જ જો અશ્લીલ લેખવામા આવતો હોય તો પછી બહુ ખાઉધરા, બહુ ઓનમણા કૃત્રે—અત્તરોની સુવાસનો બહુ ઉપયોગ કરનારાઓ, ગાયનાદિ સાંભળનારાઓ અને એવા અન્ય જનોનો સમાજ કા અનાદર નહીં કરતો હોય? અને કેવળ જીવ ભાવને સુખાનુભૂતિ કરાવનાર પ્રજનનોન્મુખ વિલાસસભર કામ-ક્રીડાને નરનારીની આ સયુજ્યનીના કે વિરામોન્મુખ થતા થતાં અર્ધનારીનટેશ્વરના સ્વરૂપમા પરીણમના માટે જ સર્જાયેલી છે, ભક્ત પ્રત્યાં પ્રભુ જોડે ભક્તિની એકતાનતાની માગણી કરતાં કામીજનની તેની પ્રેયસીમા રહેલી એકતાનતા જેવી ભક્તિની માગણી કરી છે તેવી આ પ્રક્રિયાને અભદ્ર ગણી—અશ્લીલ ગણી નાખના ટેવા ચઢાવના હશે! પણ કહેવાતા ભદ્રજનોજ ભદ્રતાનો અચળો ઓઢી અભદ્રતાને પોષી રહ્યા છે સુખપ્રદ અને પ્રજાતતુને ચાલુ રાખનાર બિચારી આ એકજ પ્રક્રિયાની દશા 'હુ એક રસ્તે રઝળતી વાર્તા"ના જેવી થઇ છે

જે ચોખલિયાઓ અશ્લીલ અશ્લીલ કરી કાગારોળ કરી મૂકે છે અને આ બધુ સમાજને હાનિકારક છે તેને અધોમાર્ગે દોરી જનાર છે તેમ કહ્યા કરે છે, તો પછી પૂર્વે થઈ ગયેલા સતોએ ગાયેલાં પ્રેમપ્રચુર ગાણા શિલ્પીઓએ કડારીને મદિર જેવા પવિત્ર જાહેર સ્થળોએ મનાવીના માપ જેટલા ખાસ્સા ઊચા મૂકેલા શિલ્પો, ભક્તો અને રસકવિઓએ લખેલાં પ્રેમરસથી ભરેલાં લખાણો, અને મદિરે મદિરે કોરેલા અનેકવિધ આસનો (કામશાસ્ત્રના) શુ જગતને રસાતળમા ધકેલી દેવા માટે ગોઠવાયાં હશે? કે પછી માનવના મનરૂપી યથેચ્છ દોડતા અશ્વોને સયમિત કરવા માટે હશે? મને તો લાગે છે કે ખરી ખોટી ઉત્પન્ન થતી જીજ્ઞાસાઓને છતી કરી દેવામા આવે તો તે પરત્વેનુ ખેંચાણ આપોઆપ જ શમાઇ જાય અને આજ એક મનોવૈજ્ઞાનિક ઉકેલ હોઈ શકે, બધ મુદ્રીમા શુ

છે તે જાણવાની-જોવાની કોને ઇન્તેજારી નહીં થતી હોય! પણ ઉઘાડી થઈ ગયા પછી!

ખે'ર, ગમે તેમ હોય શુકદેવ અને જયદેવ જેવાઓ જ આવાં ગાણાંની લ્હાણી કરી જાણે. પણ આપણીજ હૃદય-હથેળી કાણી હોય અને આપણે તે ન ઝીલી શકીએ તો આપણું જ કરમ ફૂટેલું ગણાયને? બાકી, આ તો અભેદનું ગાન છે. એકતાનું ગાન છે. બે મટી એક થવાનું ગાન છે. બે રહ્યા તો, તો શું ! બગડે બે. દ્વૈતભાવ જાગ્યો તો બધું જ બગડયું સમજવું.

અહીં તો બધે એકતા જ એકતા છે. કૃષ્ણ વિના રાધા સંભવતી જ નથી, રાધા વિના કૃષ્ણ ઊણોજ ઊણો લાગવાનો. રાધા એજ કૃષ્ણ છે, અને કૃષ્ણ એજ રાધા છે. આ તો બધો બિમ્બ અને પ્રતિબિમ્બનો ખેલ છે. **रेमे रमेशो व्रजसुन्दरीभिः यथार्भकः स्वप्रतिबिम्बविभ्रमः ॥ अस्तु**

માર્ગશીર્ષ પૂર્ણિમા.
તા. ૩-૧૨-૬૮
લક્ષ્મપોળ, ડાકોર.

રતિલાલ વૈદ્ય

# ગીતના કવિ

શ્રી જયદેવ કવિનો જન્મ પશ્ચિમ બંગાળમાં આવેલા વીરભૂમ જીલ્લાના કિન્દુબિલ્વ (હાલમાં કેંદુલી) ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ભોજદેવ, અને માતાનું નામ રામા હતું. તેઓ બંગાળના ગૌડાધિપતિ લક્ષ્મણસેનની રાજસભાને શોભાવતા હતા, અને રાજ-સભામાં સર્વશ્રેષ્ઠ કવિ તરીકે પંકાતા હતા. ખૂબ નાની ઉંમરમાં શ્રી ધામ જગન્નાથપુરી ગયા, અને શ્રી જગન્નાથની ઉપાસનામાં સમય વ્યતીત કરવા લાગ્યા. એક વખત એક બ્રાહ્મણ દંપતિ નિઃસંતાન હોવાથી શ્રી જગન્નાથની યાત્રાએ આવ્યાં; અને જગદીશને નમસ્કાર કરી પ્રાર્થના કરી કે, "પ્રભુ! અમને જે પ્રથમ સંતાન થશે તે આપને અર્પણ કરીશું" કેટલોક સમય વીત્યા બાદ થોડા સમયમાં તેમને ત્યાં પ્રથમ જન્મ એક કન્યાનો થયો. ત્યારબાદ એક સુંદર પુત્રનો પણ જન્મ થયો. વર્ષો વીતવા લાગ્યાં. કન્યા મોટી થઈ. બ્રાહ્મણ દંપતિને જગન્નાથની સન્મુખ કરેલી પ્રતિજ્ઞા યાદ આવી. તેઓ કન્યા રત્નને લઈ અતિ આનંદથી જગન્નાથપુરી આવ્યાં. બ્રાહ્મણે જગન્નાથજીને નમસ્કાર કરી કહ્યું "દેવાધિદેવ! હે જગન્નાથ! તમારી કૃપાથી મારે ત્યાં પ્રથમ પુત્રી અને ત્યારબાદ પુત્રનો જન્મ થયો છે મારૂં વચન પાળવા હું આ કન્યા આપના હાથમાં સોંપું છું. તેનો તમો સ્વીકાર કરો" આમ કહી પુત્રીનો હાથ પકડી દેવને સોંપી પૂજારીઓને સર્વ વૃત્તાંત કહી બ્રાહ્મણ બહાર આવ્યો અને કોઈ એક ઠેકાણે મુકામ કર્યો. રાત્રે તે બ્રાહ્મણને સ્વપ્નું આવ્યું. સ્વપ્નમાં તેણે જગન્નાથને જોયા. જગન્નાથ તેને કહેવા લાગ્યા, "હે દેવશર્મા બ્રાહ્મણ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું. તારી પુત્રીનો મેં સ્વીકાર કર્યો છે. પરંતુ તારી આ પુત્રીને મારી આજ્ઞાથી તું જયદેવને આપ. આ બાબતમાં વધુ કાંઇ વિચાર કરીશ નહીં". દેવશર્માએ

સ્વપ્નની વાત પૂજારીઓને કહી અને પોતાની પુત્રીને લઈ આનંદ વિભોર થતો જયદેવ પાસે ગયો.

જયદેવ નગર બહાર પર્ણકુટી બાંધી રહેતા હતા. અયાચકવ્રત પાળતા હતા. સતત શાસ્ત્રોનું અધ્યયન કરતા અને મનમાં જગન્નાથનું ધ્યાન ધરી આનંદથી દિવસો પસાર કરતા. બ્રાહ્મણ દંપતિ જયદેવ પાસે આવ્યાં અને પ્રણામ કરી કહેવા લાગ્યાં, "અમારી પુત્રી પદ્માવતીને હું ભગવાન્ જગન્નાથની આજ્ઞાથી આપને અર્પણ કરું છું. તેનું પાણિગ્રહણ કરો " આ સાંભળી જયદેવ મધુર વાણીમાં બોલ્યા, "હું કન્યાદાન લેવાને પાત્ર નથી, હું તો ગરીબ અને ઘર વગરનો છું, જગન્નાથનું નામ લઈ મારી મશ્કરી ન કરો સુખેથી ચાલ્યા જાવ" દેવશર્માએ જયદેવને ઘણા કાલાવાલા કર્યા પરંતુ તેમણે પદ્માવતીનો સ્વીકાર કરવાની ના પાડી. બ્રાહ્મણ દંપતિએ પુત્રી પદ્માવતીને ત્યાંજ મૂકી કહ્યું "બેટા! આ તારા પતિ, સર્વદા તેમની પૂજા કરજે, પતિસેવા પરાયણ નારી અનંત સુખને પામેછે." આમ કહી તે બ્રાહ્મણદંપતિ પોતાને ઘેર પાછાં ફર્યાં.

પદ્માવતી જયદેવ પાસેજ રહી. જયદેવ તેને કહેવા લાગ્યા કે. "તારા પિતાને ઘેર જા, તેઓને છોડી તું એકલી આ એકાન્ત સ્થાનમાં કેવી રીતે રહીશ?" પદ્માવતી બોલી " ભગવન્ આપ આ શું બોલો છો? મારા પિતા મને તમને સોંપીને ગયા, ને હવે હું આપને મૂકીને ક્યાં જાઉ? તમે મારી પાસેજ છો, પછી હું એકલી છુંજ નહીં." પદ્માવતીનાં વચન સાંભળી જયદેવ વિચારવા લાગ્યા કે હવે આનો ત્યાગ કરવો એ મહાન દોષ છે, તેથી તેના પિતાને ત્યાં જઈ વિધિસર તેનું પાણિગ્રહણ કરવું, એજ યોગ્ય છે. એવો મનમાં વિચાર કરી જયદેવ પદ્માવતીને કહેવા લાગ્યા કે, "હે સુંદરી! ચાલ આપણે તારા પિતાને ત્યાં જઈએ અને ત્યાંજ હું

તારૂં વિધિપૂર્વક પાણિગ્રહણ કરીશ." જયદેવનાં મધુર વચનો સાંભળી પદ્માવતી આનંદ પામી અને બન્ને દેવશર્મા બ્રાહ્મણને ત્યાં આવ્યાં. વિધિપૂર્વક પદ્માવતીનું પાણિગ્રહણ કરી પાછાં પોતાને ઘેર આવ્યાં; અને એકપ્રાણ બની શ્રીકૃષ્ણ માધુરીમાં મગ્ન બની નૃત્ય કરી શ્રી કૃષ્ણનાં ગાન ગાઈ જીવન વીતાવવાં લાગ્યાં.

એક દિવસ જયદેવના મનમાં વિચાર આવ્યો કે મારા પોતાના બનાવેલા ગીતથી હું હરિને પ્રસન્ન કરીશ. આવો નિશ્ચય કરી તેમણે "ગીતગોવિન્દ"નું નિર્માણ શરૂ કર્યું. જે અષ્ટપદી લખતા તે રોજ જગન્નાથજીની સામે પદ્માવતી સાથે ગાતા અને નૃત્ય કરતા આ તેમનો નિત્યક્રમ થઈ પડયો. એક દિવસ રાધાના માનપ્રસંગની અષ્ટપદી લખતાં શ્રી કૃષ્ણ ખંડિતા નાયિકા રાધાના પગ પકડે છે. આ પદ લખવું એ જયદેવ જેવા શ્રી કૃષ્ણભક્તને માટે આકરૂં થઇ પડયું તેઓશ્રીને માટે આ એક મોટી સમસ્યા ઊભી થઇ, ખૂબ વિચાર કરી

॥ स्मरगरल खण्डनं मम शिरसि मण्डनम् ॥ સુધી લખી પદ અધૂરૂં જ મૂકયું. પોથી બંધ કરી કવિ સમુદ્રસ્નાન માટે ગયા. ભકતનું દુઃખ અને વ્યાકુળ નિવેદન સમજીને શ્રી કૃષ્ણ જયદેવનું રૂપ લઈને આવ્યા અને પદ્માવતીને કહેવા લાગ્યા, "હે પ્રિયે! પેલું પુસ્તક મને આપ." પદ્માવતી તુરતજ પોથી લઈ આવી, અને સ્વયં ભગવાને પાદપૂર્તિ કરી ॥ देहि पदपल्लव मुदारम् ॥ પદ્માવતી કહેવા લાગી સ્વામીનાથ હમણાં તો આપ સમુદ્રસ્નાન માટે ગયા હતા અને આટલા જલ્દી પાછા આવી લેખનકાર્ય શરૂ કર્યું તેનું કંઈ કારણ કહેશો? જયદેવ રૂપધારી શ્રી ભગવાન બોલ્યા, "રસ્તામાં ગીતનું એક પદ યાદ આવ્યું, ભૂલી જવાશ એ ભયથી પાછા આવીને એ પદ લખી લીધું." આમ પાદપૂર્તિ કરી શ્રી ભગવાન ચાલ્યા ગયા. થોડીજ વારમાં જયદેવ સ્નાન કરી ઘેર પાછા

આવ્યા. હમણાજ ન્હાવાને ગયા અને જોતજોતામાં તો સ્નાન કરી
પાછા પણ આવ્યા. આ જોઈ પદ્માવતી વિસ્મય પામીને પૂછવા
લાગી "હે નાથ! હમણાતો પોથીમાંની પાદપૂર્તિ કરી ગયા
અને તરતજ સ્નાન કરી કેવી રીતે પાછા આવ્યા?" પદ્માવતીના
વચન સાંભળી જયદેવ વિસ્મય પામ્યા અને બોલ્યા 'આ તું શું
બોલે છે? હું પોથી લખતા પાછો આવ્યોજ નથી હું તો સ્નાન
કરીને સીધોજ આવ્યો આવું છું' પદ્માવતીના આશ્ચર્યનો પાર ના
રહ્યો તે બોલી "ત્યારે જે અપૂર્ણ પદ પૂરણ કરી પોથીમાં
લખી ગયા તે કોણ?" જયદેવે ભીના કપડેજ પોથી ઉઘાડી જે પદના
દર્શન કર્યાં તેનાથી રોમાંચિત થઇ બાહ્ય જ્ઞાન ભૂલી ગયા આંખમાંથી
પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી થોડી વારમાં ભાન આવતા ગાંડાની
માફક કવિ બોલવા લાગ્યા 'હું ધન્ય! હું ધન્ય! મારી ગીતગોવિન્દ
ની રચના સાર્થક થઇ સ્વયં ભગવાનજ આવીને લીલા માધુરી
વર્ણનના પાદની પૂર્તિ પોતાના કમળ જેવા સુકોમળ હાથે કરી છે.
देहि पदपल्लव मुदारम् ॥ કરી પદ્માવતીને સંબોધન કરી કહેવા
લાગ્યા, 'હે ભગવતી સાધ્વી! હે પદ્મા! તું ધન્ય છે તારો જન્મ
સફળ થયો ઋષિમુનિઓને અનંત સાધના પછી પણ દુર્લભ એવા
ભગવાનના તેં પ્રત્યક્ષ દર્શન કર્યાં હું નિર્ભાગી છું મારા ભાગ્યમાં
તે દર્શનનો લાભ નહિ હોય ' શ્રી ગીતગોવિન્દ મહાકાવ્યની રચના
પૂરી થતા ભક્તશ્રેષ્ઠ જયદેવે તે હસ્તલિખિત પોથી શ્રી જગન્નાથના
ચરણકમળમાં સમર્પણ કરી ત્યારે છાપખાનાનો યુગ ન હતો,
છતા પણ લોકોના મોઢે ગીતગોવિન્દ એવુ તો પ્રશંસા પામ્યું કે
તેની કીર્તિ ચારે તરફ ફેલાઈ ગઈ ગીતગોવિન્દ સાંભળીને ભક્ત,
ભાવુક, પંડિત સંસારી તથા સર્વ સંપ્રદાયના લોકો ભાન ભૂલવા
લાગ્યા ગીતગોવિન્દનો મહિમા સર્વત્ર ફેલાયો. વિદ્વાનો એમ અક્રાન્તે
જયદેવના જયગાન કરવા લાગ્યા, કવિની અતુલનીય પ્રતિભાની
પ્રશંસા કરવા લાગ્યા, ભક્તમાળમાં એક પ્રસંગ છે કે કોઇ એક

માલણ ગીતગોવિન્દનું ગાન કરતાં કરતાં બગીચામાં કામ કરતી હતી. ગીતગોવિન્દના ભક્તિઝંકારથી આકર્ષાઇ સ્વયં જગદીશ તે બાગમાં પધાર્યા અને અષ્ટપદી સાંભળતાં સાંભળતાં શ્રી ભગવાન એવા તન્મય બન્યા કે તેમના વસ્ત્રો કાંટાથી ચીરાયા અને ધૂળવાળા થયાં બીજે દિવસે ઉત્કલ નરેશ જગન્નાથ મંદિરમાં ગયા અને જોયું તો પ્રભુનાં અંગરખો ધૂળવાળાં અને કાંટાથી ભરેલા જોયાં પૂજારીઓને પૂછ્યું તો પૂજારીઓએ સ્વપ્નમા સાંભળેલી આદેશવાણી સંભળાવી કે અમુક બગીચામા માલણના શ્રી ગીતગોવિન્દના ગાનમાધુર્યથી મોહિત થઇ ભગવાન વિભોર બન્યા હતા અને તેની પાછળ પાછળ ફરતા હતા, તેથી શ્રીઅંગ કાંટા અને ધૂળથી ભરેલુ છે. રાજાએ તરતજ પાલખી મોકલી માલણને બોલાવી અને રોજ શ્રી જગન્નાથને સવાર સાંજ ગીતગોવીન્દની અષ્ટપદી સંભળાવવાની વ્યવસ્થા કરી ત્યારથી આજસુધી શ્રી જગદીશને રોજ ગીતગોવિન્દ સંભળાવવાની વ્યવસ્થા મંદિર તરફથી કરવામાં આવે છે જે દિવસે મંદિરમા શ્રી ગીત-ગોવિન્દનુ ગાન ન થાય તે દિવસે પૂજા અધૂરી રહેલી ગણાય.

શ્રી જગન્નાથનો ગીતગોવિન્દ પરનો આવો પ્રેમ જોઇ પુરીનરેશે "અભિનવ ગીતગોવિન્દ" નામનો ગ્રંથ રચ્યો, અને શ્રી જગદીશના ચરણે અર્પણ કર્યો બીજે દિવસે સવારે મંદિરના દ્વાર ખૂલ્યાં ત્યારે સૌ કોઈ જોઇને વિસ્મય પામ્યુ કે શ્રી જગન્નાથે જયદેવના ગીતગોવિન્દનો સ્વીકાર કરી, રાજાના ગીતગોવિન્દને ફેંકી દીધુ છે રાજાએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેમને ખૂબ દુઃખ થયું, અને તણે સમુદ્રમા જળસમાધિ લેવાનો નિર્ણય કર્યો, તેટલામા તો આકાશવાણી સંભળાઇ, "રાજા, મનનુ દુઃખ દૂર કર. જયદેવના ગીતગોવિન્દમા તારા બાર શ્લોકોને સ્થાન મળશે." દેવવાણીના આદેશથી રાજા આનંદ પામ્યો અને દેહાભિમાન ભૂલી નૃત્ય કરવા લાગ્યો

જયદેવની ઉપર ભગવાનની અસીમ કૃપા હતી. જયદેવના દુઃખથી જગદીશ વ્યાકુળ થતા. ભક્તમાળમાં ઉલ્લેખ છે કે જયદેવ ખૂબ ગરીબ હતા, ત્યારે પોતાની પર્ણકુટીનું છાપરું જાતે વરસાદ પહેલાં છાઈ તૈયાર કરતા. આ કામમાં નીચેથી ઉપર દોરી અપવામાં પ્રભુ પોતે તેમને મદદ કરતા. જયદેવ એમ માનતા કે પદ્માવતી નીચેથી તેમને તાડછાં બાંધવાની દોરી આપે છે; પણ જ્યારે સંધ્યા પૂજા સમયે કવિએ રાધા–માધવની મૂર્તિ ઉપર પડેલી ધૂળ અને મેલા વાઘા જોયા અને હાથમાં સૂતળીનો ટુકડો જોયો ત્યારે તેમણે જાણ્યું કે પ્રભુએ તેમને માટે કેટલું કષ્ટ ઉઠાવ્યું? એક દિવસ પદ્માવતીના સ્નેહને વશ થઇ રાધા–માધવની મૂર્તિએ તેના હાથમાંથી પ્રસાદ લઈ ગ્રહણ કર્યો હતો.

શ્રી રાધા–માધવની સેવા અને ઉત્સવને માટે કવિને ધનની જરૂર પડી તેથી તે ધન માટે પરદેશ ગયા ધન મેળવી જ્યારે તેઓ પાછા આવતા હતા ત્યારે રસ્તામાં ચોરલોકોએ તેમને લૂંટી લીધા અને તેમના હાથપગ કાપી એક કૂવામાં નાખી દીધા. દુઃખી જયદેવ કૂવામાં હરિ નામનો ઘોષ કરવા લાગ્યા. ત્રીજે દિવસે શિકારે નીકળેલા એક રાજાના કાને હરિનામધ્વનિ પડયો તેથી તે કૂવા પાસે આવ્યો જયદેવને કૂવામાંથી બ્હાર કાઢયા અને પોતાની રાજધાનીમાં લઈ ગયો. કવિને મુખેથી શ્રી ગીતગોવિન્દની મુગ્ધ કોમલ કાન્ત પદાવલી સાંભળી રાજા મુગ્ધ થયો. કવિને રાજાએ ઓળખ્યા અને તુરતજ પદ્માવતીને માટે પાલખી મોકલી આપી; રાજારાણીએ કવિ પાસે વૈષ્ણવધર્મની દીક્ષા લીધી. કવિ પણ પદ્માવતી સાથે રહી ગીતગોવિન્દ ગાતાગાતા આનંદથી રાજભવનમાં રહેવા લાગ્યા. એક વખત એવું બન્યું કે જે ચોરોએ જયદેવનું ધન લૂંટી તેને માર મારી કૂવામાં ફેંકી દીધા હતા, તેઓ સાધુનો વેશ ધારણ કરી રાજદ્વારે અતિથિ તરીકે આવ્યા. જયદેવે તેમને ઓળખ્યા ત્યાં તેમને માટે ખાવા–

પીવાની યોગ્ય વ્યવસ્થા કરી; પરંતુ ચોરોએ એમ માન્યું કે આપણી આગનાસ્વાગના કરી આપણને પકડાવી દઇ પહેલાંનું વેર લેવા જયદેવ માગે છે. તેઓ નાસી જવાની તૈયારી કરવા લાગ્યા. આમ છતાં જયદેવે તેમને ધન અપાવ્યું અને થોડે દૂર સુધી મૂકવા માટે અનુચરોને મોકલ્યા થોડે દૂર ગયા પછી ચોરોમાંથી એક જણ અનુચરોને કહેવા લાગ્યો કે, " તમને એક ખૂબ ગમેવાત કહું છું ખાનગીમાં આ વાત રાજાને કહેજો સાધુ થતા પહેલાં અમે અમારા રાજાના અનુચરો હતા કંઇક કારણવશાત્ તમારા આ જયદેવ મહારાજે તે રાજાનું ખૂન કરવાનું અમને કહ્યું અમે અમારા રાજાના હાથપગ કાપી નાખ્યા ને તેને છોડી દીધો. આ ગુપ્ત રહસ્ય અમે તમારા રાજાને ન કહીએ તેથી તમારા આ ઢોંગી જયદેવ મહારાજે, અમને સત્વર ઘણું ધન આપી વિદાય કર્યા." આમ બોલતાંબોલતાં માં તો ચમત્કાર થયો. પૃથ્વી ફાટી અને ચોરો તેમાં સમાઇ ગયા. રાજાના અનુચરો આ બનાવ જોઇ વિસ્મય પામ્યા અને સાધુચરિત જયદેવનો દ્રોહ કરનારની શી દશા થય તે જઇના રાજાને કહી. રાજા એ, જયદેવ પાસેથી પહેલાં બનેલી સર્વ હકીકત જાણી અને ભક્ત કવિના ઉદાર હૃદયના વખાણ કરવા લાગયા.

રાણી અને પદ્માવતીને પણ ઘનિષ્ઠ સબંધ હતો. એકવખત રાણીના ભાઇના મૃત્યુ પાછળ રાણીની ભાભી સતી થઈ ગઈ એ વિષે ચર્ચા ચાલી, ત્યારે પદ્માવતીએ કહ્યું કે, "પતિના મૃત્યુના સમાચાર સાંભળી સાચી પતિવ્રતા સ્ત્રીના દેહમાં પ્રાણજ રહે નહી" રાણીએ આ વાત મનમાં રાખી અને પદ્માવતીની પરીક્ષા કરવા એક દિવસ રાણીએ પદ્માવતીને સમાચાર કહ્યા કે, "રાજા કવિને લઇને જંગલમાં શિકારે ગયા હતા, ત્યાં વાઘે કવિને ફાડી ખાધા" આ સમાચાર પદ્માવતીને કાને પડતાંજ તેનો પ્રાણ ચાલી ગયો. આ જોઇ મહા-રાણી તથા દાસીઓ રૂદન કરવા લાગી. કવિ જ્યારે આવ્યા ત્યારે

રાણીએ સર્વ વાત જયદેવને કહી અને પદ્માવતીના મૃત્યુનું કારણ પોતેજ છે તેમ કહી માફી માગી, રૂદન કરવા લાગી અને પદ્માવતી જીવતી થાય તેવો કોઈ ઉપાય કરવા કવિને વારંવાર વીનવવા લાગી. કવિ પત્નીના કાનમાં ગીતગોવિન્દ ગાનામૃત રેડવા લાગ્યા; અને જોતજોતામાં તો મૂર્છામાંથી કોઈ ઊભું થયું હોય તેમ પદ્માવતી ઊભાં થયાં, આ ચમત્કાર જોઈ સૌને આનંદ થયો.

ત્યાર બાદ કવિને વૃન્દાવન જવાની ઈચ્છા થઇ. રાજારાણીની વિદાય લઈ રાધામાધવના વિગ્રહને સાથે લઈ કવિ વૃન્દાવન આવ્યા. વૃન્દાવનમાં કેશીઘાટ ઉપર તેમણે રાધા માધવની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. કવિના ગીતગોવિન્દથી આકર્ષાઈ સૌ કોઇ મુગ્ધ બનવા લાગ્યાં. કવિની કીર્તિ વૃન્દાવનમાં ફેલાઇ. ગીતથી પ્રભાવિત થઈ એક શેઠે કેશીઘાટ ઉપર રાધામાધવનું સુંદર મંદિર પણ બંધાવી આપ્યું. જયદેવના સ્વધામગમન પછી જયપુરનરેશે આ દિવ્ય રાધામોહન મૂર્તિને ત્યાંથી હઠાવી જયપુર પાસે ઘાટી નામની જગાએ પ્રતિષ્ઠિત કરી.

શ્રી ધામ વૃન્દાવનમાં ઘણો લાંબો સમય ગાળી કવિદંપતિ જીવનનાં છેલ્લાં વર્ષો જન્મભૂમિમાં ગાળવાના હેતુથી કેંદુલી આવ્યાં, અને હરિભજનમાં દિવસો ગાળવા લાગ્યાં.

એમ કહેવાય છે કે કવિ રોજ ગંગાસ્નાન કરવા જતા કેન્દુલીથી ગંગા લગભગ ૨ થી ૩ ગાઉ દૂર હતી. કવિ રોજ ચાલીને તેટલે દૂર સ્નાન કરવા જતા. વૃદ્ધાવસ્થામાં ન ચાલી શકવાથી જ્યારે તેમણે આર્તનાદથી "મા" ગંગાને પ્રાર્થના કરી ત્યારે ગંગાપ્રવાહ કેંદુલી પાસેથી વહેવા લાગ્યો. જયદેવે તેમાં સ્નાન કરી જીવન ધન્ય બનાવ્યું, અને પોતાની જન્મભુમિને પણ પવિત્ર કરી. શેષજીવન કવિએ જન્મભૂમિમાંજ ગાળ્યું. તેમની યાદમાં આજે પણ વર્ષમાં

એક વખત ખૂબ મોટો મેળો ભરાય છે, અને લગભગ અડધો લાખ માણસ ભેગું થાય છે. અને કવિના સુંદર પદોનું ગાન કરી કવિની સ્મૃતિને તાજી કરે છે. પશ્ચિમ બંગાળના વીરભુમ જીલ્લામાં જયદેવની જન્મ ભૂમિ કિન્દુબિલ્વ (જયદેવ કેન્દુલી) આજે પણ અસ્તિત્વમાં છે. આજે પણ કેન્દુલીની પાસેથી વહેતી અજયા નદી રાધાગોવિન્દ ગીત સતત ગાયાજ કરે છે આજે પણ મકર સંક્રાંતિને દિવસે ત્યાં ખૂબ મોટો મેળો ભરાય છે. આજે પણ કેન્દુલીમાં કુશેશ્વર મહાદેવનું મંદિર ભાંગીતૂટી અવસ્થામાં છે. કે જેના મંડપમાં કવિ નૃત્ય કરતા. આ મંદિરમાં અષ્ટદલકમળથી અંકિત એક શિલા છે, કહેવાય છે કે આ શિલાયંત્ર ઉપર બેસી કવિએ ભુવનેશ્વરી દેવીનો મંત્ર જપી સિદ્ધિ મેળવી હતી; અજયા નદીના એક ઘાટનું નામ કદંબખંડી આજે પણ છે. રાધામાધવ વિગ્રહની પ્રાપ્તિ કવિને આ ઘાટ ઉપરથી થયેલી. કવિએ રાધામાધવની પ્રતિષ્ઠા કેંદુલીમાં કરી પણ જ્યારે તેઓ વૃન્દાવન ગયા ત્યારે રાધામાધવ વિગ્રહને સાથે લઈ ગયેલા, અને તેમને સ્થાને સ્થામારૂપા ગઢમાંથી રાધાવિનોદ વિગ્રહ લાવી રાધામાધવની જગાએ રાધાવિનોદની સ્થાપના કરી હતી. આજે કેંદુલીમાં રાધાવિનોદનું મંદિર અસ્તિત્વમાં છે, મકર-સંક્રાન્તિને દિવસે મહોત્સવ થાય છે. અખંડ રાત્રી જયદેવની અષ્ટ-પદીનું ગાન વૈરાગીઓ–સાધુઓ–સંતો–સંસારીઓ સૌ મળી કરે છે અને અભિનયપૂર્વક નૃત્ય છે.

કવિનું પ્રમાણિક જીવન ચરિત્ર અલભ્ય છે જે કંઈ મળે છે તે નાભાજી કૃત ભક્તમાળ અને વીરભૂમ જીલ્લાના વનમાળીદાસ કવિએ લખેલા જયદેવ ચરિત્રના આધારેજ ઉપલબ્ધ છે. પણ કવિના સાચા પરિચયની અભિવ્યકિત તો કવિનું રસસભર હૃદય, હૃદયને ઉલ્લાસિત કરતા ભાવો તેમજ ભાષા અને છંદજ કરે છે. શ્રી ગીત ગોવિન્દ એ એવા કવિહૃદયની ભાવોની ને આનંદની અભિવ્યકિત છે.

અને છેવટે આ મહાકાવ્યના પ્રસાર વિષે

જર્મન વિદ્વાન આઉફ્રેક્ટરના સંસ્કૃત ભાષાનાં ગ્રંથોની સૂચિમાં ગીતગોવિંદ ઉપરની ટીકાઓનાં જે નામ મળી આવે છે તે નીચે આપ્યાં છે. આ ઉપરાંત આ મધુર કોમલકાંતપદાવલી ઉપર કેટલી ટીકાઓ થઈ હશે તેની કોને ખબર!

| | | |
|---|---|---|
| (૧) | નારાયણ કૃત | પદદ્યોતનિકા |
| (૨) | જગદ્ધર કૃત | ભાવાર્થ દીપિકા |
| (૩) | પૂજારી ગોસ્વામી કૃત | બાલબોધની |
| (૪) | શંકરમિશ્ર કૃત | રસમંજરી |
| (૫) | માનાંક કૃત | ટીકાનું નામ નથી |
| (૬) | રસમયદાસ કૃત | " " |
| (૭) | મિશ્રકાન્ત કૃત | " " |
| (૮) | કુમારખાન કૃત | " " |
| (૯) | પરમાનંદ કૃત | " " |
| (૧૦) | રંગનાથ કૃત | ગીતગોવિંદ માધુરી |
| (૧૧) | કૃષ્ણદત્ત કૃત | ગંગા |
| (૧૨) | રાણા કુંભ કૃત | રસિકપ્રિયા |
| (૧૩) | નારાયણ કવિરાજ કૃત | સર્વાંગસુંદરી |
| (૧૪) | ટીકાકારનું નામ નથી. | વચનમાલિકા |
| (૧૫) | ઉદયનાચાર્ય | ભાવવિભાવિની |
| (૧૬) | કમલાકર | રત્નમાલા |
| (૧૭) | કૃષ્ણદાસ (મૈથીલી) | રસિકલેખા |
| (૧૮) | ગોપાલ | અર્થરત્ન |
| (૧૯) | ચૈતન્યદાસ | ભાવાર્થ દીપિકા |
| (૨૦) | પીતાંબર | ટીકાનું નામ નથી |

| | |
|---|---|
| (૨૧) ભાગવતદાસ | રસકદમ્બ કલ્લોલિની |
| (૨૨) ભાવાચાર્ય | ટીકાનું નામ નથી |
| (૨૩) રામતારણ | મધુરી |
| (૨૪) રામદત્ત | ટીકાનું નામ નથી |
| (૨૫) રૂપદેવ | સાનન્દ ગોવિંદ |
| (૨૬) લક્ષ્મણ ભટ્ટ | ટીકાનું નામ નથી |
| (૨૭) વિશ્વેશ્વર ભટ્ટ | શ્રુતિરંજની |
| (૨૮) વનમાળી ભટ્ટ | ટીકાનું નામ નથી |
| (૨૯) લક્ષ્મણ સુરી | શ્રુતિરંજની |
| (૩૦) વિઠ્ઠલ દિક્ષિત | ગીતગોવિંદ પ્રથમ અષ્ટપ. વિવૃતિ |
| (૩૧) શાલિગ્નાથ | ટીકાનું નામ નથી |
| (૩૨) શેષરત્નાકર | સાહિત્ય રત્નાકર |
| (૩૩) શ્રી કાન્તમિશ્ર | પદભાવાર્થ ચન્દ્રિકા |
| (૩૪) શ્રી હર્ષ | ટીકાનું નામ નથી |
| (૩૫) હૃદયાભરણ | ગીતગોવિંદ તિલકોત્તમા |
| (૩૬) તિરૂમલ રાજપુત્ર | શ્રુતિસાર રંજિની |
| (૩૭) શેષકમલાકર | સાહિત્ય રત્નમાલા |
| (૩૮) વાસુદેવ | પદાભિનયમંજરી |
| (૩૯) અનુપસિંહ | અનુપોદય |
| (૪૦) ચિદાનંદ ભિક્ષુક | ટીકાનું નામ નથી |
| (૪૧) ધૃતિકર | ટીકાનું નામ નથી |
| (૪૨) બૃહસ્પતિમિશ્ર | ટીકાનું નામ નથી |
| (૪૩) ચતુરાનન ધૃતિદાસ | સદર્થદીપિકા |
| (૪૪) ભગવદ્દાસ | રસકદમ્બ કલ્લોલિની |
| (૪૫) રામકાન્ત | ગીતગોવિન્દ પ્રબોધ |
| (૪૬) ટીકાકારનું નામ નથી | સંજીવની |

શ્રી ગીતગોવિન્દનો અર્થ અને ભાવ જાણવા માટે આ સર્વ ટીકાકારોએ પ્રયત્ન કરેલો છે. એક ટીકામાં જે ભાવ અથવા અર્થની અભિવ્યક્તિ થઈ નથી તે બીજી ટીકામાં સંપૂર્ણ રીતે પ્રગટ થાય છે. દરેક ટીકામાં નવીનતા ભરેલી છે. આ સર્વ ટીકાઓનો સમન્વય કરી તાત્પર્ય સાથે એક અભિનવ ગીતગોવિન્દનું સંસ્કરણ પ્રગટ થાય તો કેવું સારૂં ?

શ્રી ગીતગોવિન્દનો એટલો બધો પ્રચાર થયેલો છે કે જેમ કાલિદાસના મેઘદૂત ઉપરથી પવનદૂત, ચન્દ્રદૂત વગેરે અનુકરણો થયાં છે, તે પ્રમાણે શ્રી ગીતગોવિન્દ ઉપરથી નીચેના અનુકરણગ્રંથો થયા છે. જેમાંનાં ગીતગૌરીશ, ગીતગંગાધર, ગીતગિરીશ, ગીતદિગંબર, ગીતમાધવ, રામગીતગોવિન્દ, ગીતગૌરી, ગીતગોપાલ વગેરે ઉલ્લેખનીય છે. શ્રી ગીતગોવિન્દનો અનુવાદ તો ભારતની સર્વ મુખ્ય મુખ્ય ભાષાઓમાં થયેલો છે. તદુપરાંત યુરોપની મુખ્ય ભાષાઓમાં પણ થયો છે. પરંતુ આ કાવ્યનો રસાસ્વાદ લેવો હોય તેણે તો મૂળ સંસ્કૃતનું અધ્યયન કરવું અને પછી સારા સંગીતકાર પાસે તે અષ્ટપદીઓને સાંભળવી એજ ઉત્તમ છે.

અંબુભાઈ ઉપાધ્યાય.

## -: આટલું સુધારીને વાંચો :-

નોંધ :- અર્થફેર થાય યા સમજફેર થાય તેવીજ ભુલો સુધારી છે

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | मेघैर्मेदुर | मेघैर्मेदुर |
| ૧ | ૫ | भीरुदयं | भीरु रयं |
| ૧ | ૧૭ | વિશ્વ તમામ | વિશ્વની તમામ |
| ૨ | ૯ | નમે | નામે |
| ૨ | ૧૬ | मधुर | मधुर |
| ૩ | ૫ | सन्दर्भशुद्ध | सन्दर्भशुद्धि |
| ૩ | ૧૦ | " ઉમાપતિધર " | " ઉમાપતિધર " |
| ૩ | ૧૧ | " જયદેવ " | " જયદેવ " |
| ૩ | ૧૧ | " શર્ણ " | " શર્ણ " |
| ૩ | ૧૨ | " ગોવર્ધન " | " ગોવર્ધન " |
| ૩ | ૧૩ | " ધોઇ " | " ધોઇ " |
| ૪ | ૧ | घृतमीन | घृतमीन |
| ૫ | ૧ | ચંદ્રમાંમા | ચંદ્રમામાં |
| ૫ | ૨ | કલક | કલ ક |
| ૫ | ૫ | भृङ्गम् | भृङ्गम् |
| ૫ | ૧૬ | હસ્વ | હ્રસ્વ |
| ૬ | ૨૨ | અનૂપ | અનુપ |
| ૮ | ૧૪ | भवसारम | भवसारम् |
| ૯ | ૪ | म्लेच्छान्मू | म्लेच्छान्मू |
| ૯ | ૧૭ | ધ રણ | ધારણ |
| ૧૦ | ૧૦ | ભુપ ન્ રૂપ | ભૂષણરૂપ |
| ૧૦ | ૧૫ | મુખવધ ર્ક | મુખવર્ધક |
| ૧૩ | ૨ | दनङ्ग | दनङ्ग |

| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૫ | ૭ | કુંજે | કુંજે |
| ૭૮ | ૧ | વૃક્ષની કૃષ્ણસર્પના | વૃક્ષની છાયામાં કૃષ્ણસર્પના |
| ૯૪ | ૭ | પદ્મશા રા ૩.1 | પદ્મશા રૂડા |
| ૯૪ | ૧૯ | કંગાંધ્રી | કંગાંધી |
| ૯૮ | ૧૧ | द्विविप द्वं दे | द्विविप द्वंदे |
| ૧૦૭ | ૯ | કૃળથીએ | કળથીયે |
| ૧૦૮ | ૧૧ | हरिमवलाकय | हरिमवलोकय |
| ૧૦૯ | ૨ | મન | મન |
| ૧૧૦ | ૫ | द्वंघय | द्वंद्वंः |
| ૧૧૦ | ૧૨ | स्वत्तधासि | स्तब्धासि |
| ૧૧૧ | ૧૦ | विस्त्रंसन | विस्रंसन |
| ૧૧૧ | ૧૮ | ધ્વની | ધ્વનિ |
| ૧૧૨ | ૧૩ | नि श्वास | निःश्वास |
| ૧૧૨ | ૧૪ | सव्रोड | सव्रीड |
| ૧૧૮ | ૮ | मधिवचन | मधिवचन |
| ૧૨૧ | ૨ | ભયંકર | ભયંકર |
| ૧૨૧ | ૧૮ | અતિસ્નેહાળ | અતિસ્નેહાળ |
| ૧૨૩ | ૨૩ | फोल हलः | कोलाहलः |
| ૧૩૧ | ૯ | दर्लानिल | दलनील |
| ૧૩૬ | ૪ | મગળ | મંગળ |
| ૧૪૯ | ૧૨ | ગાત | ગાતા |
| ૧૫૦ | ૧૬ | થતો હતો | થતો હતો, |
| ૧૫૪ | ૨ | दष्टाचरथोः | दष्टाचरश्रीः |
| ૧૫૩ | ૩ | ચુંચાઇને | ચૂથાઇને — |
| ૧૬૩ | [illegible] | મૃતાસમ | મૃતકસમ |
| ૧૬૪ | ૯ | દે | દે |
| ૧૬૪ | ૧૪ | થયુ | થયું |

श्री गणेशाय नमः

# श्रीगीतगोविन्द महाकाव्यम्

## પ્રથમ સર્ગ. પ્રબંધ ૧

मेघै र्मेदुरमम्बरं वन भुवः श्यामास्तमाल द्रुमै-।
र्नक्तं भीरुरयं त्वमेव तदिदं राधे गृहं प्रापय ॥
इत्थं नन्द निदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्ज द्रुमम्
राधा माधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः ॥ १ ॥

### શાર્દૂલવિક્રીડિત

મેઘે અભ્રછવાયું આ વનભૂમિ કાળી તમાલે થઈ
ને રાત્રીભીત કૃષ્ણ આ ઘર ભણી પ્હોંચાડ લી રાધિકે
આવા નંદકહેણથી તરૂતણી કુંજે જતાં માર્ગનાં
રાધા માધવની ક્રીડા યમીતટે એકાન્તમાં વાધતી. ૧

આકાશ વાદળોથી વ્યાપ્ત થવા આવ્યું છે, વનની ભૂમિ તમાલ વૃક્ષોને લીધે કાળી દેખાય છે, અને આ કૃષ્ણ રાત્રીમાં ડરે છે. માટે હે રાધા! તું તેને ઘેર પહોંચાડ; આ પ્રમાણે નંદના (એક ગોપ-બાલ) કહેવાથી માર્ગ ઉપરનાં વૃક્ષોની ઘટાઓમાં જતાં યમુના તટે રાધા-કૃષ્ણે જે એકાન્તક્રીડા કરી તે ઘણીજ ઉત્તમ છે– વિશ્વ તમામ ક્રીડાઓમાં ઉત્તમ છે. (કવિ આ શ્લોકથી ગ્રંથની આદિમાં ભગવાન શ્રી કૃષ્ણચંદ્રને પ્રાર્થના કરેછે કે રાધાની મનોકામનાઓની જેમ, હે દેવ! તમે જગતની તમામ મનોકામનાઓ પૂર્ણ કરો.) ૧

वाग्देवता चरित चित्रितचित्त मद्मा ।
पद्मावती चरण चारण चक्रवर्ती ॥
श्री वासुदेव रतिकेलि कथा समेत ।
मेतद् करोति जयदेव कविः प्रबन्धम् ॥

અનુષ્ટુપ

ચરિત્રે શારદા કેરા મન મંદિર સોહતું
જેનું, ને ચક્રવર્તી જે પદ્માના પાદસેવને
તે, રાધા–રાધિકાનાથ તણી પ્રેમ લીલા ભર્યો
આ પ્રબંધ રચે નમે જયદેવ કવિ અહો ૨

સરસ્વતીના ચરિત્રોથી જેનું ચિત્તરુપ ઘર શોભે છે, અને લક્ષ્મીદેવી–પદ્માવતીનાં ચરણોની સેવામાં જે ચક્રવર્તી રાજા (અજોડ) સમાન છે, તે જયદેવ કવિ, શ્રી કૃષ્ણચંદ્રના વિલાસનું જેમાં વર્ણન છે તેવા આ ગ્રંથ રચે છે. ૨

यदि हरिस्मरणे सरसं मनो
यदि विलास कलासु कुतूहलम् ।
मधुर कोमल कान्त पदावलिम्
शृणु तदा जयदेव सरस्वतीम् ॥ ३ ॥

ઝૂલણા

હોય હરિસ્મરણમાં ચિત્ત જો રસભર્યું
હોય કૌતુક વિલાસી કલામાં
મધુર કોમળ અને સુરૂપ પંક્તિ ભરી
સાંભળો વાણિ જયદેવ કેરી. ૩

હે ભક્તજન! જો તારૂં મન હરિસ્મરણમાં અનુરાગવાળું હોય, અને શ્રી કૃષ્ણચંદ્રની વિલાસ ચેષ્ટાઓનો આનંદ માણવા ઉત્કંઠિત હોય; તો જયદેવ કવિની સુકોમળ માધુર્યભરી પદપંકિત યુકત વાણી ને સાંભળો ૩

वाचः पल्लवयत्युमापतिधरः सन्दर्भशुद्धि गिराम्
जानीते जयदेव एव शरणः श्लाघ्यो दुरुहद्रुते ।
शृङ्गारोत्तर सत्प्रमेय रचनैराचार्य गोवर्धन
स्पर्द्धीकोऽपि न विश्रुतः श्रुतिधरो धोई कविक्ष्मापतिः ॥ ४ ॥

શાર્દૂલવિક્રીડિત

ગૂંથે ફક્ત "ઉમાપતિધર" કવિ શબ્દો તણી યોજના
જાણેછે "જયદેવ" અર્થપૂત તે, ને કિલષ્ટમાં "શર્ણ" છે
ના "ગોવર્ધન" શો કવિ અમર કો શૃંગારમાં સાંભળ્યો
"ધોઇ" જે સુણ્યું સદ્ય ધારણ કરે તેનો ન સ્પર્ધીય કો ૪

કવિ ઉમાપતિધર વાક્ય વિસ્તારમાં શ્રેષ્ઠ છે પણ તેના ગુણ માં તો નહિજ. જયદેવ કવિ અર્થ અને શબ્દ એમ બંન્ને રીતે વાક્ય રચનાની શુધ્ધિને જાણે છે. શરણ નામનો કવિ કઠિન ગ્રંથો ના ઉચ્ચારણ કરવામાં શ્લાઘ્ય છે. શૃંગારરસ પ્રધાન છે. જેમાં એવી ઉત્તમ રચનાઓમાં આચાર્ય ગોવર્ધનની તોલે આવે એવો કોઈ સાંભળ્યો નથી. અને ધોઇ નામનો રાજકવિ તો સાંભળેલું તરતજ ગ્રહણ કરવામાં ખ્યાતનામ થયો છે. ૪

प्रलय पयोधिजले धृतवानसि वेदम् ।
विहित वहित्र चरित्र मखेदम् ।

### શાર્દૂલવિક્રીડિત

જ્યાં હિંસા પશુની કહી શ્રુતિ મહીં યજ્ઞાર્થે ત્યાંત્યાં સદા
નિન્દી તેં કરૂણાભર્યાં હૃદયથી હે બુદ્ધદેહી હરે
સાહી ભીષણ ધૂમકેતુસમ તેં હાથે અસિ નાથ હે
ધાર્યું કેશવ કલ્કિરૂપ જય હો સંહારવા મ્લેચ્છને ૯-૧૦

હે બુધ્ધશરીરધારી! હે કેશવ! હે જગદીશ! હે હરે! હે દયાળુ હૃદયવાળા! તમે શ્રુતિઓના જે ભાગમાં પશુઓને દુઃખ દેવાવાળી હિંસા વિધિઓ દર્શાવી છે તે ભાગની નિંદા કરો છો તમારો જયજયકાર હો. ૯

હે કલ્કિશરીરધારી! હે કેશવ! હે જગદીશ! હે હરે! તમે મ્લેચ્છો ના સંહાર માટે ધૂમકેતુ કરતાંયે ભયંકર ખડગને ધારણ કરો છો તમારો જયજયકાર હો. ૧૦

श्री जयदेव कवेरिदमुदित मुदारम् ।
शृणु सुखदं शुभदं भवसारम् -
केशव धृत दशविधरूप जयजगदिश हरे ॥११॥

### વસંતતિલકા

સંસાર સારરૂપ જે જયદેવ કેરી
કલ્યાણદા, સુખપ્રદા, સુગીરા, મધુરી
તે આપના શ્રવણમાં સમુદાર ધારો
ધાર્યા હરિ દશરૂપો જય હો તમારો ૧૧

હે દશરૂપધારી! હે કેશવ! હે જગદીશ! હે હરે! શ્રી જયદેવ કવિનું રચેલું સંસારસારરૂપ આ મનોહર સુખદાયી અને કલ્યાણકૃત ગીત તમે સાંભળો. તમારો જયજયકાર હો. ૧૧

वेदानुद्धरते जगन्ति वहते भूगोलमुद्बिभ्रते ।
दैत्यं दारयते बलिंछलयते क्षत्रक्षयं कुर्वते ॥
पौलस्त्यंजयते हलंकलयते कारुण्य मातन्वते ।
म्लेच्छांन्मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥१॥

શાર્દૂલવિક્રીડિત

વેદોધ્ધારક, વિશ્વવાહક, અને દાંતે ધરા ધારતા,
ને હે દૈત્ય વિદારનાર, બલિને છળનાર રે, કાળ હે
ક્ષત્રિકુળનણા, દશાનનતણા જેતા, હલાયુધ હે,
હે કૃપારૂપ, મ્લેચ્છહા. દશરૂપી વંદુ તને કૃષ્ણ હે. ૧

હે મત્સ્યરૂપથી વેદોનો ઉધ્ધાર કરવાવાળા, કચ્છપરૂપથી જગતને પીઠ ઉપર ધારણ કરનાર, વરાહરૂપથી પૃથ્વીને ધારણ કરનાર, નૃસિંહરૂપથી હિરણ્યકશિપુને મારનાર, વામનરૂપ ધરીને બલિરાજાને છળકપટથી પાતાળમાં ચાંપનાર, પરશુરામરૂપે ક્ષત્રિયોનો સંહાર કરનાર. રામરૂપ ધરી રાવણનો નાશ કરનાર, બલદેવજીનું રૂપ લઇ હલને ધારણ કરનાર, બુધ્ધરૂપ ધરીને કરૂણાનું પ્રસારણ કરનાર, અને કલ્કિરૂપે મ્લેચ્છોનો સંહાર કરનાર; આ પ્રકારે દશ અવતારો ધારણ કરનાર હે શ્રી કૃષ્ણ આપને અમારા નમસ્કાર હો.—૧

## (સર્ગ ૧) પ્રબંધ-૨

(આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ અછાન્દસ છે)

श्रित कमलाकुच मण्डल धृत कुण्डल ए ।
कलित ललित वनमाल जय जयदेव हरे ॥ १ ॥

હે આશ્રિત રાધા સ્તનમંડલ, કર્ણ વિભૂષિત કુણ્ડલ હે
હે સુલલિત વનમાલાધર હરિ! હે જય જય જયદેવ હરે

જેણે શ્રી રાધાજીના સ્તનમંડળનો આશ્રય કર્યો છે, અને જેણે કુણ્ડલ તથા સુન્દર વનમાલા ધારણ કરેલી છે એવા હે દેવ! હે હરે! તમારો જય હો. —૧

दिनमणिमण्डलमण्डनभवखण्डन ए ।
मुनिजनमानसहंस जय जयदेव हरे ॥ २ ॥

હે સૂરજમંડલ સુપ્રકાશક, હે ભવસાગર તારક હે!
હંસસમા મુનિમાનસ સરના હે જય જય જયદેવ હરે ૨

હે સૂર્યમંડલના ભુષણરૂપ! હે ભક્તોના સંસારના નાશક! હે મુનિજનોના માનસ-સરના હંસ તુલ્ય! હે દેવ! હે હરે! તમારો જય હો.—૨

कालियविषधरगञ्जन जनरञ्जन ए ।
यदुकुलनलिनदिनेश जय जयदेव हरे ॥ ३ ॥

હે કાલિય મદમત્ત સુમર્દક હે હરિજન સુખવર્ધક
હે યાદવકુળ કમળ સૂરજસમ હે જય જય જયદેવ હરે ૩

હે કાલિયનાગના મદનું મર્દન કરનારા હે ભક્તજનોને આનંદ દેવાવાળા! હે યદુકુળરૂપ કમળને માટે સૂર્ય સમાન હે દેવ! હે હરે! તમારો જય હો.—૩

मधुमुरनरकविनाशन गरुडासन ए ।
सुरकुलकेलिनिदान जय जयदेव हरे ॥ ४ ॥

હે મધુનરક અગતિ ! મુરારી ! હે ગરૂડાસન ધરવર હે !
હે સુરગણ -સલીલા કારણ ! હે જય જય જયદેવ હરે ૪

હે મધુસૂદના હે નરકાસુરને મારનારા હે મુરારિ હે ગરૂડ ઉપર સવારી કરનારા અને દેવોના સમૂહને આનંદ આપવામાં (તેઓના દુશ્મનો-રાક્ષસોનો સહાર કરી) કારણરૂપા હે દેવ હે હરી તમારો જય હો.—૪

अमल कमलदललोचन भवमोचन ए ।
त्रिभुवनभवननिधान जय जयदेव हरे ॥ ५ ॥

હે નિર્મલદીર્ઘ નીરજદલ લોચન હે ભવશૃંખલ મોચન હે
હે ત્રિભુવન ભવનાશ્રયરૂપ હે હે જય જય જયદેવ હરે ૫

હે નિર્મલકમળની પાંખડીઓના જેવા આંખોવાળા હે સંસાર શૃંખલાથી મુક્ત કરવાવાળા હે ત્રણે ભુવનરૂપ ઘરના ખજાના રૂપ હે દેવ! હે હરે! તમારો જય હો.—૫

जनकसुताकृतभूषणजितदूषण ए ।
समरशमितदशकण्ठ जय जयदेव हरे ॥ ६ ॥

હે આભૂષણ જનકસુતાના હે સંહારક દૂષણ હે
હે રણમાં રાવણના રોળક હે જય જય જયદેવ હરે ૬

હે સીતાજીના આભૂષણરૂપા હે દૂષણ નામના રાક્ષસને જીતનારા હે યુદ્ધમાં રાવણને શાંત કરી દેનાર અર્થાત મારનાર! હે દેવ હે હરી તમારો જય હો.—૬

अभिनवजलधरसुन्दरधृतमन्दर ए ।
श्रीमुखचन्द्रचकोर जय जयदेव हरे ॥ ७ ॥

હે નવઘનશા શ્યામલસુંદર હે ધારેક ધરમંદર હે
હે ચકોર કમલા મુખ-ચંદર હે જય જય જયદેવ હરે ૭

હે નવીન મેઘ જેવા સુંદર! હે મંદરાચલ પર્વતને ધારણ કરનાર! અને લક્ષ્મીજીના મુખચંદ્રને માટે ચકોરરૂપ! હે દેવ! હે હરે! તમારો જય હો.—૭

तव चरणे प्रणता वयमिति भावय प ।
कुरु कुशलं प्रणतेषु जय जय देव हरे ॥ ८ ॥

નમન અમારાં, ચરણ તમારે, એવું આમ લહો હરિહે
પ્રણુત અમારૂં કુશળ કરો હે, હે જય જય જયદેવ હરે ૮

હે દેવ! અમે આપના ચરણોમાં પ્રણામ કરિયે છીએ એવું તમે જાણો, અને પ્રણામ કરવાવાળા એવા અમારૂં કુશળ કરો. હે દેવ! હે હરે! તમારો જય હો.—૮

श्री जयदेवकवेरिदं कुरुते मुदम् ।
मङ्गलमुज्वल गीतं जय जयदेव हरे ९ ॥

આનંદપ્રદ જયદેવતણું આ, મંગલગીત મનોહર, હે
ગાતાં-શ્રોતાજનને થાવો, હે જય જય જયદેવ હરે ૯

હે દેવ! હે હરે! જયદેવે કહેલું આ મંગલગીત જગતને આનંદકારી છે. હે હરે! તમારો જય હો.—૯

*

इति श्री गीतगोविन्दे प्रथम सर्गो द्वितीयः प्रबन्धः
આમ શ્રીગીતગોવિન્દના પ્રથમ સર્ગનો બીજો પ્રબંધ સમાપ્ત થયો.

पद्मापयोधर तटी परिरम्भलग्न
काश्मीर मुद्रितमुरो मधुसूदनस्य ।
व्यक्तानुरागमिव खेलदनङ्गखेद
स्वेदाम्बुपूर मनुपूरयतु प्रियं वः ॥ १ ॥

શાર્દૂલવિક્રીડિત

રાધાનો સ્તન લેપ કેસર તણો, આલિંગતા થાકથી
સ્વેદે ક્લિન્નઉરે મધુસૂદનના કેલી સમે ચોંટતાં
જાણે મૂર્તરૂપે વહાવત ન શું હા! હોય તે રાગને
તેવું તે ઉર આર્દ્ર આપ સૌનું કલ્યાણ સાધી રહો. ૧

શ્રી રાધાજીને આલિંગન કરતાં તેમના સ્તન ઉપરનું કેસર, અનંગ લીલાના શ્રમસ્વેદથી આર્દ્ર થઈ શ્રીકૃષ્ણના હૈયે ચોંટતાં જાણે તે અનુરાગને વહેવડાવતુ ન હોય તેવું શ્રીકૃષ્ણનું ઉર તમારૂ કલ્યાણ કરો —૧

वसन्ते वासन्तीकुसुम सुकुमारैरवयवैः
भ्रमन्तीं कान्तारे बहु विहित कृष्णानुसरणाम् ।
अमन्दं कन्दर्पज्वर जनित चिन्ताकुलतया
चलद्बाधां राधां सरस मिदमूचे सहचरी ॥ २ ॥

શિખરિણી

વસંતે વાસંતી કુસુમથકી જે કોમળ ઘણી
વને વારે વારે મધુસૂદન પૂંઠે ભમી રહી
અતિ કામાર્ત કે સ્મરણ થકી જે વ્યાકુલ અતિ
દુઃખી તે રાધાને સખી રસભર્યું આ કહી રહી ૨

વસંતકાળમાં માધવીલતાના ફૂલોના જેવાં કોમળ અંગોવાળી, કુંજમાં ભમતી, વારંવાર અનેકવિધ રીતે શ્રી કૃષ્ણનો સંગ ઇચ્છતી, અને કામજ્વરથી ઉત્પન્ન થયેલ ચિંતાથી વ્યાકુળ થતાં જેની વેદના વધી રહી છે તેવી રાધાને કોઈ સખીએ આ પ્રમાણે કહ્યું.—૨ "

## સર્ગ ૧ (પ્રબંધ-૩)

(આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ "વસંતતિલકા" વૃત્તમાં છે)

ललितलवङ्गलता परिशीलन कोमल मलय समीरे।
मधुकर निकर करंबित कोकिल कूजित कुञ्जकुटीरे।
विहरति हरिरिह सरसवसन्ते ॥ नृत्यति युवति जनेन-
समं सखि विरहिजनस्य दुरन्ते ॥ ध्रुव० ॥ १

સ્પર્શી લવંગ તણી મોહક વેલડીને
શો મંદમંદ મલયાનિલ કૈ વહેતો
ગુંજારવો ભ્રમરયૂથ તણા થતા ને
કુંજો વિષે કૂજન કોયલનાં થતાં રહે
હે રાધિકે! દુઃખકરી વિરહીજનોને
તેવી વસંતની વિષે રસની ભરેલી
નાચે અને વળી વિહાર કરે મુરારિ
ગોપાંગના સૌ સમેત અલી સખિ હે

હે રાધિકે! સુંદર લવંગલતાના સ્પર્શથી કોમળ મલયગિરિ પવન જ્યાં વાય છે, અને ભમરાઓના સમૂહની સાથે કોયલના કૂજનથી સોહામણી છે કુંજોની કુટિ જ્યાં તેવા વિરહીજનોને દુઃખકર વસંતકાળમાં આ વૃન્દાવનમાં શ્રીકૃષ્ણચંદ્ર વિહાર કરે છે યુવતિઓની સાથે નૃત્ય કરે છે.—૧

उन्मदमदनमनोरथ पथिकवधूजन जनित विलापे ।
अलिकुलसंकुलकुसुमसमूह निराकुलवकुलकलापे ॥ विहरति...

ઉન્માદ ને મદનની અભિલાષિણી, જે
પંથી તણી કરવતી વધૂને વિલાપ
ને યૂથને બકુલનાં સુમને લચેલાં
વ્યાકુલ રે ભ્રમરયૂથ કરી રહ્યું છે....હે રાધિકે....૨

હે રાધિકે! હર્ષ અને કામદેવને ઉત્પન્ન કરવાના મનોરથો છે જેમને તેવી પથિકોની સ્ત્રીઓ જેમાં વિલાપ કરે છે, અને ભમરાઓનાં ઝુંડથી ઘેરાયેલાં ફૂલોથી બકુલ વૃક્ષોના સમૂહ વ્યાકુલ થાય છે તેવા વિરહીજનોને.... નૃત્ય કરે છે.—૨

मृगमदसौरभरभसवशंवदनवदलमालतमाले ।
युवजनहृदयविदारणमनसिज नखरूचिकिंशुकजाले ॥ विह...३

કસ્તૂરી સૌરભ તણા અતિ વેગશાળી
વ્હેણે થયાં વશ તમાલ તણાં દલો જ્યાં
શોભે યુવાન ઉર ઉત્સુક ચીરવાને
તીણા મનોજ—નખશાં ફૂલ કેસુડાનાં....હે રાધિકે....૩

હે રાધિકે! જેમાં કસ્તૂરીની સુગંધના વેગથી તમાલ તરૂનાં કૂંળાંકૂંળાં પાન પણ વશીભૂત થયાં છે, અને તરૂણ પુરૂષોનાં હૃદયને વિદીર્ણ કરવાની ઈચ્છા છે જેની તેવા કામદેવના નખ જેવા પલાશ પુષ્પો છે, તેવા વિરહીજનોને.......નૃત્ય કરે છે.—૩

मदनमहीपति कनकदण्डरुचिकेसरकुसुमविकाशे ।
मिलितशिलीमुख पाटलिपटलकृतस्मर तूण विलासे ॥ विह...४

વસંતકાળમાં માધવીલતાના ફૂલોના જેવાં કોમળ અંગોવાળી, કુંજમાં ભમતી, વારંવાર અનેકવિધ રીતે શ્રી કૃષ્ણનો સંગ ઇચ્છતી, અને કામજ્વરથી ઉત્પન્ન થયેલ ચિંતાથી વ્યાકુળ થતાં જેની વેદના વધી રહી છે તેવી રાધાને કોઈ સખીએ આ પ્રમાણે કહ્યું.—૨ "

## સર્ગ ૧ (પ્રબંધ-૩)

(આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ "વસંતતિલકા" વૃત્તમાં છે)

ललितलवङ्गलता परीशीलन कोमल मलय समीरे ।
मधुकर निकर करंवित कोकिल कूजित कुञ्जकुटीरे ।
विहरति हरिरिह सरसवसन्ते ॥ नृत्यति युवति जनेन-
समं सखि विरहिजनस्य दुरन्ते ॥ ध्रुव० ॥ १

સ્પર્શી લવંગ તણી મોહક વેલડીને
શો મંદમંદ મલયાનિલ હૈ વહેતો
ગુંજારવો ભ્રમરયૂથ તણા થતા ને
કુંજો વિષે કૂજન કોયલનાં થતાં રૂડે
હે રાધિકે! દુઃખકરી વિરહીજનોને
તેવી વસંતની વિષે રસની ભરેલી
નાચે અને વળી વિહાર કરે મુરારિ
ગોપાંગના સૌ સમેત અલી સખિ હે ૧

હે રાધિકે! સુંદર લવંગલતાના સ્પર્શથી કોમળ મલયાગિરિનો પવન જ્યાં વાય છે, અને ભમરાઓના સમૂહની સાથે કોયલોનાં કૂજનથી સોહામણી છે કુંજોની કુટિ જ્યાં તેવા વિરહીજનોને દુઃખકર વસંતકાળમાં આ વૃન્દાવનમાં શ્રીકૃષ્ણચંદ્ર વિહાર કરે છે અને યુવતિઓની સાથે નૃત્ય કરે છે.—૧

उन्मदमदनमनोरथ पथिकवधूजन जनित विलापे ।
अलिकुलसंकुलकुसुमसमूह निराकुलवकुलकलापे ॥ विहरति...२

ઉન્માદ ને મદનની અભિલાષિણી, જે
પંથી તણી ટરવતી વધૂને વિલાપ
ને યૂથને બકુલનાં સુમને લચેલાં
વ્યાકુલ રે ભ્રમરયૂથ કરી રહ્યું છે....હે રાધિકે....૨

હે રાધિકે! હર્ષ અને કામદેવને ઉત્પન્ન કરવાના મનોરથો છે જેમને તેવી પથિકોની સ્ત્રીઓ જેમાં વિલાપ કરે છે, અને ભમરાઓનાં ઝુંડથી ઘેરાયેલાં ફૂલોથી બકુલ વૃક્ષોના સમૂહ વ્યાકુલ થાય છે તેવા વિરહીજનોને.... .નૃત્ય કરે છે.—૨

मृगमदसौरभरभसवशंवदनवदलमालतमाले ।
युवजनहृदयविदारणमनसिज नखरूचिर्किशुकजाले ॥ विह...३

કસ્તૂરી સૌરભ તણા અતિ વેગશાળી
વ્હેણે થયાં વશ તમાલ તણાં દલો જ્યાં
શોભે યુવાન ઉર ઉત્સુક ચીરવાને
તીણા મનોજ—નખશાં ફૂલ કેસુડાનાં....હે રાધિકે....૩

હે રાધિકે! જેમાં કસ્તૂરીની સુગંધના વેગથી તમાલ તરૂનાં કૂંળાંકૂંળાં પાન પણ વશીભૂત થયાં છે, અને તરુણ પુરૂષોનાં હૃદયને વિદીર્ણ કરવાની ઈચ્છા છે જેની તેવા કામદેવના નખ જેવા પલાશ પુષ્પો છે, તેવા વિરહીજનોને........નૃત્ય કરે છે.—૩

मदनमहीपति कनकदण्डरुचिकेसरकुसुमविकाशे ।
मिलितशिलीमुख पाटलिपटलकृतस्मर तूण विलासे ॥ विह...४

સૌવર્ણ દંડ સમ મન્મથરાય કેરા
પુન્નાગનાં ફૂલ પ્રફુલ્લિત શોભતાંને
બેઠેલ જે ભ્રમર પાટલિપુષ્પ માંહે
તે બાણુશા સ્મરતણા તૂણીરે સુહાવે....હે રાધિકે ૪

હે રાધિકે ! જેમાં મહારાજાધિરાજ કામદેવના છત્રના સુવર્ણ દંડના જેવી જેની રૂચિ છે તેવાં કેસરનાં પુષ્પો વિકસે છે, અને ભમરાઓ બેઠેલા છે જેમાં તેવા પાટલિપુષ્પો કામદેવના તૂણની ચેષ્ટા કરી રહ્યાં છે તેવા વિરહીજનોને.......નૃત્ય કરે છે.—૪

विगलितलज्जितजगदवलोकनतरुणवरुणकृतहासे ।
विरहिनिकृन्तन कुन्तमुखाकृति केतकिदन्तुरिताशे ॥ विह...५

નિર્લજ્જ આ જગતને અવલોકી જાણે
યુવાન વાયવરણો હસતો દીસે છે.
ને કુન્તપાન સમ કેતકિ સૌ દિશામાં
દાંતે કરી વિરહીને વીંધતી શું લાગે.... હે રાધિકે ૫

હે રાધિકે ! જેમાં તરૂણ વાયવરણાનું વૃક્ષ નિર્લજ્જ જગતને દેખીને હસતું જણાય છે; અને ભાલાના પાના જેવાં કેતકિનાં પાન પોતાના દાંત વડે વિરહીજનોને વીંધી નાખતાં હોય તેવાં લાગે છે તેવા વિરહીજનોને.......નૃત્ય કરે છે.—૫

माधविकापरिमलललिते नवमालतिजातिसुगन्धौ ।
तरुणाकारणबन्धौ ॥ विहरति...६

જે માધવી પરિમલે અતિશે સુહાતી
ને જે સુગંધિત વળી જુઈ માલતીથી
યોગી તણા કરતી મોહિત ચિત્તને જે
યુવાનનૂ સહજ સુહૃદશી વળી જે....હે રાધિકે ૬

હે રાધિકે ! જે માધવી લતાથી મનોહર તથા તાજી ખીલેલી માલતી તથા જુઈનાં પુષ્પોથી સુગંધિત, તથા મુનિઓનાં મનને પણ મોહ પમાડનાર અને તરૂણોને સ્વાભાવિક રીતેજ મિત્રરૂપ છે તેવા વિરહીજનોને......નૃત્ય કરે છે.—૬

स्फुरदतिमुक्तलतापरिरम्भणमुकुलितपुलकितचूते ।
वृन्दावनविपिनेपरिसरपरिगतयमुनाजलपूते ॥ विहरति...७

વાસંતીના વનખીલી જહીં ભેટવાથી
જાણે દીસે પુલકતો ધરી મોર આમ્ર
વૃન્દાવને રવિસુતા યમુના કૂલે ને
જે ભૂ હતી નજીક તે જલપૂત થાતી....હે રાધિકે ૭

હે રાધિકે ! ડોલતી અતિમુક્તલતાના સ્પર્શથી જેમાં આંબાનાં વૃક્ષ આનંદિત થઈને મોર ધારણ કરે છે, અને યમુનાનાં જલથી પવિત્ર થયેલી નજીકમાં જ આવેલી જે વૃન્દાવનની ભૂમિ હતી (જ્યાં શ્રી કૃષ્ણચંદ્ર ક્રીડા કરે છે) તેવા વિરહીજનોને...નૃત્ય કરેછે.—૭

श्री जयदेवभणितमिदमुदयतु हरिचरणस्मृतिसारम् ।
सरसवसंतसमयवनवर्णन मनुगतमदनविकारम् ॥ विहरति ८

વાસંતી આ વિપિન વર્ણન કે રચીલું
જે છે ભર્યું મદનરાજ તણા વિકારે
ને સારરૂપ હરિપાદની યાદ કેરા
તે આ થજો ઉદિત શ્રી જયદેવ ભાખ્યું ૮

શ્રી હરિનાં ચરણોનું સ્મરણ એજ જેનો સાર છે, અને કામદેવના વિલાસનું જેમાં અનુકરણ છે એવું શ્રી જયદેવ કવિએ ગાયેલું આ સુંદર વસંતસમયના વનનું વર્ણન ચિરકાળ સુધી સ્થિર રહો. ૮

इति श्री गीतगोविन्दे प्रथम सर्गे तृतीयः प्रबन्धः
આમ ગીતગોવિન્દના પ્રથમ સર્ગનો ત્રીજો પ્રબંધ સમાપ્ત થયો.

दरविदलित मल्लीवल्लिचञ्चत्पराग ।
प्रकटित पटवासैर्वासयन् काननानि ॥
इह हि दहति चेतः केतकीगन्धबन्धुः ।
प्रसरदसमबाण प्राणवद्गन्धवाहः ॥ १ ॥

### માલિની

અધખીલી કળીમાંથી મલ્લિકાની વિકીર્ણ
રજરૂપ પટવાસે જે વનોને સુવાસે
અહીં નકી ચિત બાળે કેતકીગંધમિત્ર
કુસુમધનુધારી પ્રાણશો તે સમીર. ૧

હે રાધે! આ વસંતકાળમાં અધખીલી મલ્લિકામાંથી વેરાતી રજરૂપ પટવાસથી જે વનોને સુગંધિત કરે છે, અને કેતકીથી સુગંધિત થયેલો અને કામદેવના બાણોના પ્રાણની માફક છૂટતો તે વાયુ વિરહીજનોનાં ચિત્તને બાળે છે.—૧

अद्योत्सङ्गवसद्भुजङ्गकवलक्लेशादिवेशाच्चलम्
प्रालेय प्लवनेच्छयाऽनुसरति श्रीखण्ड शैलानिलः ।
किंच स्निग्धरसाल मौलिमुकुलान्यालोक्य हर्षोदया-
दुन्मीलंति कुहूः कुहूरिति कलोत्तालाः पिकानां गिरः ॥ २ ॥

શાર્દૂલવિક્રીડિત

હાવાં અંક વસેલ સર્પકવલે થૈ ખિન્ન જાણે હિમે
સ્નાનેચ્છાથી સમીર આ મલયનો જાતો હિમાદ્રિ ભણી
ને ફૂંળી સહકાર મંજરિ વળી આલોકીને હર્ષથી
કૂજે કોયલડી કુહૂ કુહૂ કરી મીઠા મધુરા સ્વરે ૨

હે રાધે! આ વસંતકાળમાં મલયાચલનો પવન પોતાની સોડમાં રહેલા સર્પો જાણે પોતાને ગળી જશે તેવા ભયથી બરફમાં ઠંડાઈ જવા માટે હિમાલય તરફ જઇ રહ્યો છે; અને આંબાની ટોચે ફૂટેલા ફૂંળા ફૂંળા મો'ર જોઇને કોયલો હર્ષાન્વિત થઇને કુહૂ કુહૂ એમ ઊંચા તાલથી ગાઈ રહી છે—.૨

उन्मीलन्मधुगन्धलुब्धमधुपव्याधूतचूतांकुर
क्रीडत्कोकिल काकलीकलकलैरुद्गीर्णकर्णज्वराः ।
नीयन्ते पथिकैः कथं कथमपि ध्यानावधानक्षण
प्राप्तप्राणसमा समागमरसोल्लासै रमी वासराः ॥ ३ ॥

શાર્દૂલવિક્રીડિત

લોભી માદકગંધના ભ્રમરથી આલોલતા મો'રશું
ક્રીડે કોકિલ કૂજતી, પથિક હા! સંતપ્ત તેથી દિનો
જેણે તે મનથી સમાગમ તણો ઉલ્લાસ માણ્યો જ છે
વ્હાલીનો ક્ષણ એક તન્મય થતાં ધ્યાને કથમે ગાળશે

ધ્યાનમાં ચિત્તની એકાગ્રતા થતાં થોડી ક્ષણો માટે થયેલા પ્રાણપ્રિયાના માનસિક સમાગમનો રસોલ્લાસ માણ્યો છે જેણે તેવા પથિકજન, આંબાના ખીલેલા મોરની ગંધના લોલુપ ભ્રમરાઓએ આંબાની ડોલાવેલી ડાળીઓમાં ક્રીડા કરતી કોયલોના સૂક્ષ્મ અને અવ્યક્ત મધુર ધ્વનિઓના કોલાહલ સંભળાય છે જેમાં તેવા આ દુઃખદાયી દિવસો શી રીતે પસાર કરશે!—૩

अनेकनारीपरिरम्भसम्भ्रम
स्फुरन्मनोहारि विलास लालसम् ।
मुरारि मारादुपदर्शयन्त्यसौ
सखी समक्षं पुनराह राधिकाम् ॥ ४ ॥

ઇન્દ્રવંશા વંશસ્થ

ચેષ્ટાથી આલિંગન ગોપીઓની
સાક્ષાત્ મનોહારી વિલાસલાલચુ
મુરારિને દૂરથી તે બતાવતી
સખી કહે ફેરથી રાધિકાજીને ૪

અનેક સ્ત્રીઓના આલિંગનના આનંદથી મનોહર વિલાસો માટે જેને લાલસા છે તેવા શ્રી કૃષ્ણચંદ્રને દૂરથી પ્રત્યક્ષ બતાવતી તે સખી રાધાજી પ્રતિ બોલી.—૪

## સર્ગ ૧ પ્રબંધ ૪

(આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ "શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં છે.)

चन्दनचर्चितनीलकलेवर पीतवसनवनमाली ।
केलिचलन्मणिकुण्डलमण्डित गण्डयुगस्मितशाली ।
हरिरिह मुग्धवधू निकरे विलासिनि विलसति केलिपरे ॥ १

જેનો ચંદન લિપ્ત દેહ ઘનશો વસ્ત્રે પીળાં શોભતો
ને ધારી વનમાલ, રત્નથી જડયાં ક્રીડા થકી ડોલતાં
શોભે કુંડલથી અને સ્મિત થકી બે ગાલ તે જેહના
ક્રીડે કેલિપરાવિલાસિની! હરિ મુગ્ધા તણા જુથમાં ૧

હે વિલાસિની રાધે! જેણે પોતાના નીલ શરીર પર ચંદન લગાવીને પીળાં પીતામ્બર તથા વનમાળા ધારણ કરી છે, તથા જેના બે ગાલ ક્રીડાથી ડોલતાં મણિમય કુંડલોથી શોભે છે, અને જેનું મુખારવિન્દ સ્મિત કરતાં સુશોભિત દેખાય છે તેવા શ્રી હરિ ક્રીડામાં તત્પર એવી મનોહર કામિનીઓના સમૂહમાં આ વૃન્દાવનમાં વિલાસ કરે છે.—૧

पीनपयोधरभारभरेण हरिं परिरभ्य सरागम्
गोपवधूरनुगायति काचिदुदञ्चित पञ्चमरागम् ॥ हरिरिह...२

ભારે ઘાડ પયોધરોથી હરિને આલિંગીને પ્રેમથી
ઊંચા પંચમ રાગથી અભીરની ગાતીહતી નાર કો. ક્રીડકેલિપરા..૨

હે રાધે! કોઈ ગોપી પોતાના મોટા સ્તનોના ભારથી પ્રેમપૂર્વક શ્રી કૃષ્ણચંદ્રને આલિંગીને, પછીથી જેમાં પંચમના સ્વર પ્રકટ [illegible] તેવાં ગાન કરે છે.—૨

कापि विलासविलोलविलोचन खेलनजनितमनोजम् ।
ध्यायति मुग्धवधूरधिकं मधुसूदनवदनसरोजम् ॥ हरिरिह ३

લીલાએ સખી! લોલતાં નયનના ખેલે થયા કામી જે
મુગ્ધા તે મુખપદ્મનું હરિતણા ગોપી ધરે ધ્યાન કો. ક્રીડકેલિપરા૩

હે રાધે! વળી કોઈ મુગ્ધા ગોપી વિલાસભર્યાં ચંચળ નયનોના સંચારે ઉત્પન્ન થયો છે કામદેવ જેને એવા શ્રી કૃષ્ણચંદ્રના મુખારવિન્દનુ ધ્યાન ધરે છે.—૩

कापि कपोलतले मिलिता लपितुं किमपि श्रुतिमूले ।
चारुचुचुम्बनितंबवती दयितं पुलकैरनुकूले ॥ हरिरिह.. ४

ને આહીરવધૂ કંઈ પ્રીતમના કાને કહેવા તણા
બ્હાને ગાલપરે ચૂમે પુલકતા ચારૂ નિતંબિની કો. ક્રીડેકેલિપરા ૪

હે રાધે! કોઈ નિતંબિની ગોપી કાનના મૂળ આગળ, કંઈ કહેવાના બ્હાને પોતાનું મુખ અડકાડીને, રોમાન્ચ થયેલો છે જેને એવા પોતાના સ્વામીરૂપ શ્રી કૃષ્ણચંદ્રને સરસ રીતે ચૂમે છે.—૪

केलिकलाकुतुकेन च काचिदमुं यमुनाजलकूले ।
मञ्जुलवञ्जुलकुञ्जगतं विचकर्ष करेण दुकूले ॥ हरिरिह...५

ને કો વેત્ર ઘટા મહીં મનહરી કાલિન્દીને કાંઠડે
ક્રીડાના અભિલાષથી હરિતણા ખેંચે કરે વસ્ત્રને. ક્રીડેકેલિપરા ૫

હે રાધે! વળી કોઈ ગોપી શૃંગારરસની ક્રીડાની ઇચ્છાથી યમુનાતટે ઊગેલાં વેતસની કુંજમાં રહેલા તે શ્રી કૃષ્ણચંદ્રને તેમનો દુપટ્ટો પકડીને ખેંચે છે.—૫

करतलतालतरलवलयावलि कलितकलस्वनवंशे ।
रासरसे सह नृत्यपरा हरिणा युवतिः प्रशशंसे ॥ हरिरिह...६

ને શંસે હરિ એમ રાસરમતે નાચંતી કોનાર, જે
તાલી તાલથી કંકણો રણકતાં વંશીસૂરે તાલ દે. ક્રીડેકેલિપરા ૬

હે રાધિકે ! હાથની તાળીના તાલથી હાલતાં કંકણોના સાથે વંશીના પ્રકટ થયેલા સૂરોનુ મધુર મિલન થયેલું છે જેમાં તેવી રાસલીલામાં નૃત્ય કરતી કોક ગોપીની શ્રીકૃષ્ણચંદ્ર પ્રસંસા કરે છે.—૬

श्लिष्यति कामपि चुम्बति कामपि रमयति कामपिरामाम् ।
पश्यति सस्मित चारुपरामपरामनुगच्छति वामाम् ॥ हरिरिह. ७

ભેટે કોકની સાથ કોકશું ચૂમે ને કોક સાથે રમે
ને રામા સહકોક સસ્મિત જુએ પૂઠે ભમે કોકની. ક્રીડેકેલિપરા ૭

હે રાધે ! શ્રી કૃષ્ણજી કોઇ ગોપીને આલિંગન કરે છે, કોઇના મુખનું ચુંબન કરે છે, કોઈની સાથે ક્રીડા કરે છે, કોઇને વળી મનોહર દૃષ્ટિથી સસ્મિત જુએ છે તો કોઈ સુંદર ગોપીની પાછળ પાછળ જાય છે.—૭

श्रीजयदेवभणितमिदमद्भुत केशवकेलिरहस्यम् ।
वृन्दावन विपिने ललितं वितनोतु शुभानि यशस्यम् ॥ हरिरिह...८

જે વૃન્દાવનમાં નિગૂઢ હરિની કેલીરૂડી અદ્ભુત
થૈ, તે શ્રી જયદેવ વર્ણિત ગીતે કલ્યાણકારી થજો....૮

વૃન્દાવનમાં થયેલી અદ્ભુત અને જેમાં શ્રી કૃષ્ણની ક્રીડાનું રહસ્ય છે તેવી સુંદર અને યશપ્રદ લીલાનું જયદેવજીએ કહેલું આ ગીત ભક્તોના કલ્યાણ માટે થાય. ૮

*

इति श्री गीतगोविन्दे चतुर्थः प्रबन्धः
આમ ગીતગોવિન્દના પ્રથમ સર્ગનો ચોથો પ્રબંધ સમાપ્ત થયો.

विश्वेषामनुरञ्जनेन जनयन्नानन्दमिन्दिवर-
श्रेणीश्यामल कोमलैरुपनयन्नङ्गैरनङ्गोत्सवम् ।
स्वच्छन्दं व्रजसुन्दरीभिरभितः प्रत्यङ्गमालिङ्गितः
शृङ्गारः सखि मूर्तिमानिव मधौ मुग्धो हरिः क्रीडति ॥१॥

શાર્દૂલવિક્રીડિત

રાધે હે! અનુરાગથી જગતને આનંદકારી, અને
કામોત્સાહ વધારતા કમલશા નીલા મૃદુગાતથી,
સ્વેચ્છાથી વ્રજનારથી વીંટઈને આશ્લિષ્ટ પ્રત્યંગમાં
ખેલે મુગ્ધ હરિ વસંત સમયે શૃંગાર શા મૂર્તિમાન્ ૧

હે સખી રાધિકે ! વ્રજસુંદરીઓથી ચારેકોર ઘેરાઈ ગયેલા અને અંગેઅંગ આલિંગાએલા મનોહર શ્રી કૃષ્ણચંદ્રજી જાણે મૂર્તિમાન્ શૃંગાર રસની માફક જગતને આનંદ અર્પતા નીલ કમળોની હારમાળા જેવા કોમળ અને શ્યામ અંગોથી મદનોત્સવ ઊજવતા વસંત ઋતુમાં ખેલે છે.—૧

रासोल्लास भरेण विभ्रमभृतामाभीरवामभ्रुवा-
मभ्यर्णे परिरभ्य निर्भरमुरः प्रेमान्धया राधया ।
साधुत्वद्वदनं सुधामयमिति व्याहृत्य गीतस्तुति
व्याजादुद्भट चुम्बितः स्मितमनोहारी हरिः पातु वः ॥२॥

શાર્દૂલવિક્રીડિત

ગોપીવૃન્દ સમીપ તોય રસીલું પ્રેમાન્ધ થૈ રાધિકા
રાસોલ્લાસથી ગાઢબાથ ભીડીને બ્હાને પ્રશંસા તણા
"તારૂં સુંદર મોં સુધામય" કહી ચૂમે અતિ ગાઢ ને
તેથી તે સ્મિત જે મનોહર કરે રક્ષો હરિ આપને. ૨

રાસક્રીડાનો આનંદના અતિરેકથી શૃંગારલીલા કરતી ગોપીઓના દેખતાંજ શ્રી કૃષ્ણચંદ્રના હૈયાને ગાઢ આલિંગન દઈને પ્રેમાન્ધ રાધા ચંદ્રી "તારું મોં અમૃતરૂપ છે-રૂપાળું છે" એમ વખાણવાનાં બ્હાને જે ચૂમાયેલા છે અને તેથી મીઠું મીઠું હસતાં જે મનોહર લાગે છે તે શ્રીહરિ તમારું રક્ષણ કરો. ૨

આમ ગીતગોવિન્દ નામના મહાકાવ્યમાં "સામોદ દામોદર" નામનો પહેલો સર્ગ સમાપ્ત થયો.

# સર્ગ બીજો

विहरति वने राधा साधारणं प्रणये हरौ
विगलित निजोत्कर्षादीर्ष्यावशेन गतान्यतः ।
क्वचिदपि लताकुञ्जे गुञ्जन्मधुव्रतमण्डली
मुखर शिखरे लीनां दीनाप्युवाच रहः सखीम् ॥ १ ॥

**શાર્દૂલવિક્રીડિતં**

રાસે કાનનમાં સમાન હરિ તો એકે બધી સાથ તો
માનીને નિજ માન હા! ગળીજતું ઈર્ષ્યા થકી રાધિકા
આંહીંથી જઈને, ગુંજે અલિયૂથી તેવી લતાકુંજમાં
છુપાઈ જઈ આપડી વિજનમાં સાહેલડીને કહે. ૧

રાસલીલામાં બધીજ ગોપીઓની સાથે સમાન ભાવથી શ્રી કૃષ્ણચંદ્ર વનમાં વિહાર કરી રહ્યા છે, તેમ માની પોતાનું મહત્વ ઓછું છે એમ સમજી ઈર્ષાને વશ થઇ બીજા કોઇક સ્થળે ચાલી ગઈ અને લતાઓની ટોચે ઉપર ગુંજન કરતી ભમરોની પંક્તિઓ *જ્યાં ગુંજારવ કરી રહી છે ત્યાં છુપાઇને દુઃખિતા તે રાધા એકાન્તમાં* પોતાની સખીઓને કહેવા લાગી ૧

## (સર્ગ ૨) પ્રબંધ-૫

આ પ્રબંધના તમામ પદનો ભાવાનુવાદ ઈન્દ્રવંશા-વંશસ્થ વૃત્તમાં છે

संचरदधरसुधामधुरध्वनिमुखरितमोहनवंशम् ।
चलित दृगञ्चलचञ्चलमौलि कपोलविलोलवतंसम् ।
रासे हरिमिह विहितविलासम् । स्मरति मनो मम कृतपरिहासम् ॥ध्रु१

જે ઓઠના અમૃતથી ભર્યા ભર્યા
રવે બજાવે મધુરા સુવાસળી,
અપાંગ જોતા, વળી કર્ણકુંડલો
ગાલે રહ્યા મૌલિની સાથ ડોલતાં
જેના, વિલાસી; મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડું મુરારિને. ૧

હે સખી! અધરસુધા રેલાય છે જેમાંથી તેવી મધુર રવથી જે બંસી બજાવે છે, જે કટાક્ષો ફેંકે છે, જેનું શિર ડોલી રહ્યું છે, જેના ગાલ ઉપર કુંડળો ઝૂલી રહ્યા છે, અને આ વૃન્દાવનમાં જેણે રાસલીલા કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણનું મારૂં મન સ્મરણ કરે છે —૧

चन्द्रकचारुमयूरशिखण्डकमण्डलवलयितकेशम्
प्रचुरपुरन्दरधनुरनुरञ्जित मेदुरमुदिर सुवेशम् ॥ रासेहरि. २

મયૂરના ચંદ્રકચારૂ પિચ્છથી
ગૂંથેલ કેશો વલયાકૃતિ સમા
શોભી રહ્યા ઈન્દ્ર ધનુષ્યથી ઘણાં
ચિત્રિત જાણે અતિગાઢ મેઘશા

જેના, વિલાસી, મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડુ મુરારિને ૨

હે સખી! સુંદર ચાલનવાળા મોરના પીંછાથી ગોળાકૃતિથી ગૂંથાયેલા હોવાને લીધે જાણે ઘણા ઇંદ્રધનુષ્યોથી શોભતા અતિ ગાઢા વાદળા હોય તેવા જેના વાળ શોભે છે તેના અને જેને રાસલીલા કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારૂં મન સ્મરણ કરે છે —૨

गोप कदम्बनितम्बवतीमुख चुम्बनलम्भितलोभम्
बन्धुजीवमधुराधरपल्लवमुल्लसितस्मितशोभम् ॥ रासेहरि ३

નિતંબિની ગોપવધૂજનો તણા
જે લાલચુ ચુંબનના મુખાબ્જના
બંધૂક શા ઓષ્ઠ–દ્વયોથી શોભતા
મીઠા અને ઉલ્લસતા સ્મિતેથી જે
વળી, વિલાસી, મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડુ મુરારિને, ૩

હે સખી! આહીરડીઓના મુખ ચુંબનની જેને લાલસા અને બંધૂકપુષ્પના જેવા લાલ જેના અધર છે, અને મધુર–ઉલ્લસિત સ્મિતથી જે શોભયમાન છે તેવા અને જેને રાસલીલા કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારૂં મન સ્મરણ કરે છે —૩

विपुलपुलक भुजपल्लववलयित वल्लवयुवतिसहस्रम् ।
करचरणोरसिमणिगणभूषणकिरणविभिन्नतमिस्रम् ॥ रासेहरि ४

વીંટાયલા જે પુલકંત ને મહા
પર્ણો સમા હાથથી ગોપનારથી
હજાર, ને નૂપુર – હાર –કંગનો
તણા મણિતેજથી ભેદતા તમ;
સખી! વિલાસી મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડું મુરારિને. ૪

હે સખી! અત્યંત રોમાંચિત ભુજ-પલ્લવોથી જે આહીરોની સ્ત્રીઓથી વીંટાયેલા છે, અને હાથ પગ તથા છાતીનાં આભૂષણોના ચળકાટથી જે અંધકારને ભેદી રહ્યા છે તેવા અને જેને રાસલીલા કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારૂં મન સ્મરણ કરે છે.—૪

जलदपटलचलदिन्दुविनिन्दक चन्दनतिलकललाटम् ।
पीनपयोधरपरिसरमर्दन निर्दयहृदयकपाटम् ॥ रासेहरि ......५

તજે ટીલું ચંદનનું લલાટના
મૃગાંકને વાદળ મધ્ય ચાલતા
જેના, સ્તનોન્મર્દન કાજ જેહનું
કઠોર હૈયું અતિપુષ્ટ ■ ઘણું
સખી! વિલાસી; મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડું મુરારીને. ૫

હે સખી! જેના લલાટનું ચંદનતિલક વાદળાંમાં ચાલતા ચંદ્રની પણ અવહેલના કરે છે, અને જેનું હૃદય અતિપુષ્ટ સ્તનોના પ્રાન્ત ભાગનું મર્દન કરવામાં નિર્દય છે તેવા અને જેને રાસલીલા

કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારૂં મન સ્મરણ કરે છે.—૫

मणिमयमकरमनोहरकुण्डल मण्डितगण्डमुदारम् ।
पीतवसनमनुगतमुनिमनुजसुरासुरवरपरिवारम् ॥ रासेहरि ...६

કપોલ જેના મકરાકૃતિ સમાં
શોભીરહ્યા કુંડલથી મણિ જડયાં
ને રમ્ય, પીળાં વસનો ધરેય જે
ને દૈત્ય દેવો મુનિ માનવી સમાં
સગાં, વિલાસી; મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડું મુરારિને. ૬

હે સખી! જેનાં મનોરમ ગાલ મણીઓથી જડેલાં સુંદર મકરાકૃતિ કુંડલોથી શોભી રહ્યા છે, જે પીતામ્બર ધારણ કરે છે, અને મુનિ-મનુષ્ય-દેવતા તથા દૈત્યોમાં જે શ્રેષ્ઠ તેવા પોતાના ભક્તો જેનો પરિવાર છે તેવા અને જેને રાસલીલા કરેલી છે તથા જે મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારૂં મન સ્મરણ કરે છે.—૬

विशदकदम्बतले मिलितं कलिकलुषभयंशमयन्तम् ।
मामपिकिमपितरङ्गदनङ्ग दृशा मनसारमयन्तम् ॥ रासेहरि....७

ને જે મનોહારી કદંબની તળે
મળેલ, સંહારક પાપભીતિના
કલિતણી, કામળરેલનેત્રના
તરંગથી ને હૃદયે રમાડતા
મને; વિલાસી; મમ સાથ જે હસે
મારૂં રટે તે મનડું મુરારિને ૭

હે સખી! સુંદર કદંબવૃક્ષ આગળ મળેલા અને કળિકાળમાં ઉત્પન્ન થતાં પાપોને નિવારનાર તથા કામભરી દૃષ્ટિ તથા હૃદયથી મને પણ જે રમાડે છે તે અને જેણે રાસલીલા કરેલી છે તથા મારી સાથે હસતા હતા તે શ્રી કૃષ્ણચંદ્રજીનું મારું મન સ્મરણ કરે છે.—૭

श्रीजयदेव भणित मतिसुन्दरमोहनमधुरिपुरूपम् ।
हरिचरणस्मरणं प्रति संप्रतिपुण्यवतामनुरूपम् ॥ रासेहरि ...८

રચેલ જે શ્રી જયદેવજી તણું
રમેશનું મોહક રમ્ય ગીત આ
મુરારિ પાદાબ્જની યાદ કાજ હા!
થશે અનુકૂલ સુભાગીલોકને. ૮

અત્યંત સુંદર અને મોહ ઉપજાવનારું છે શ્રી કૃષ્ણચંદ્રજીના રૂપનું વર્ણન જેમાં તેવું જયદેવે ગાયેલું આ ગીત કલિયુગમાં ભક્તોને હરિચરણોના સ્મરણને માટે યોગ્ય થાય.—૮

આમ ગીતગોવિંદના બીજા સર્ગમાં પાંચમો પ્રબંધ સમાપ્ત થયો.

गणयतिगुणग्रामं भ्रामंभ्रमादपिनेहते
वहति च परितोषं दोषं विमुञ्चतिदूरतः ।
युवतिषुवलत्तृष्णे कृष्णे विहारिणि मां विना
पुनरपिमनोवामं कामं करोति करोमि किम् ॥ १

મંદાક્રાન્તા

હે! જે ચાહે બીજી યુવતિઓ, ને વિના જે રમે છે
મારા, તોયે હરિતણું ધરે ધ્યાન તે ચિત્ત મારૂં
આડું; શું હું કરૂં? ન ભૂલવા હોય તેનો છતાંયે
ઇચ્છે, કિન્તુ ગુણગણ ગણી તૃપ્ત ચે દોષ ભૂલે. ૧

હે સખી! અવશ્ય મારૂં મન શ્રી કૃષ્ણચંદ્રજીના ગુણોને ગણ્યા કરે છે, અને ભૂલથી પણ તેમના દોષોને ભૂલવા અથવા તેમના ઉપર ક્રોધ કરવા ઇચ્છતું નથી, અને તેમના ગુણો સાંભળીને સંતુષ્ટ થાય છે; અને મારા વિના પણ વ્રજની અન્ય યુવતિઓમાં લાલસાને લીધે જેઓ વિહાર કરે છે તે શ્રી કૃષ્ણચંદ્રજીની મારૂં અનાદી મન ફરીફરી ઇચ્છા કરે છે. હું શું કરૂં? —૧

## સર્ગ ૨ પ્રબંધ ૬

આ પ્રબંધનાં પ્રથમ સાત પદ "ચોલિવીવૃત્ત"માં અને આઠમું પદ "ઉપજાતિવૃત્ત"માં છે.

निभृतनिकुञ्जगृहंगतयानिशिरहसिनिलीयवसन्तम् ।
चकितविलोकितसकलदिशारतिरभसभरेणहसन्तम् ॥
सखि हे केशिमथनमुदारम् । रमयमयासहमदन-
मनोरथभावितयासविकारम् ॥ ध्रुं० ॥ १

છાનીમાની કુંજમાં આવનારી
ને આશ્ચર્યે આમને તેમ જોતી
કામાતુરા સાથ રાતે છુપાઈ
કામોત્સાહે જે રમે ને હસે જે
તે હે બ્હેની! કેશીને મારનારા
કામી સાથે તો કરાવો મિલાપ. ૧

હે સખી! છાનીમાની કુંજમાં આવેલી અને ચકિત નયનોથી ચારે દિશાઓમાં જોતી અને જેને કામદેવના મનોરથો જાગેલા છે તેવી મારી સાથે, રાત્રે એકાન્તમાં છુપાઇને રહેલા કામોત્સાહના આનંદથી હસતા ઉદારચરિત અને સવિકાર કેશીમથન શ્રી કૃષ્ણનું મિલન કરાવ.—૧

प्रथमसमागमलज्जितया पटुचाटुशतैरनुकूलम् ।
मृदुमधुरस्मितभाषितया शिथिलीकृतजघनदुकूलम् ॥ सखि हे २

સંયોગે જે લાજનારી પહેલા
ને સસ્મિતે ભાવતી મિષ્ટ કુંણું
એવી મારી સાથ ચાટુ પટૂક્તિ
સેં સેં કેસા, છોડતા નીવી વસ્રો
જે તે બ્હેની! કેશીને મારનારા
કામી સાથે તો કરાવો મિલાપ ૨

હે સખી! પ્રથમ સમાગમમાં લાજનારી અને કોમલ કોમલ મધુર હાસ્ય યુક્ત વચનો બોલતી એવી મારી સાથે, કુશળતાપૂર્વક સેંકડો વચનોથી મને અનુકૂળ કરનારા અને શિથિલ કર્યાં છે કટિભાગનાં મારાં વસ્રો જેણે એવા કેશીમથન કરનાર શ્રીકૃષ્ણનું મિલન કરાવ.—૨

किसलयशयननिवेशितया चिरमुरसि ममैव शयानम् ।
कृतपरिरम्भणचुम्बनया परिरभ्यकृताधरपानम् ॥ सखि हे ३

શય્યા કૂણાં પાનની પેં સૂઈને
આલિંગીને ચુંબતી કૃષ્ણને જે
એવી મારી છાતી પેં દીર્ઘકાલ
જે લોટે ને, ચુંબતા બાથ ભીડી
તે હે બ્હેની! કેશીને મારનારા
કામી સાથે તો કરાવો મિલાપ. ૩

હે સખી! કોમળ પાનની શૈય્યા ઉપર સૂતેલી અને આલિંગન કરીને શ્રી કૃષ્ણચંદ્રજીના મુખનું જેણે ચુંબન કર્યું છે તેવી મારી

સાથે, મારી છાતી ઉપર દીર્ઘકાળ સુધી લોટી રહેતા અને મને આલિંગીને મારા અધરનું પાન કરતા એવા શ્રી કૃષ્ણનું મિલન કરાવ. — ૩

अलस निमीलितलोचनया पुलकावलिललितकपोलम् ।
श्रमजलसिक्तकलेवरया वरमदनमदादतिलोलम् ॥ सखि हे ४

કામાનંદે સુસ્ત એ મીંચતી જે
નેત્રો, જેની થાકથી સ્વેદભીની
કાયા, એવી હે મને; ગાલવાળા
જે રોમાંચે રમ્ય, ને કામમાદે
જે શોભે, તે કેશીને મારનારા
કામી સાથે તો કરાવો મિલાપ. ૪

હે સખા! રતિક્રીડાના સુખથી પેદા થયેલા આળસથી મીંચેલાં છે નેત્ર જેણે અને રતિશ્રમથી થયેલા પ્રસ્વેદથી ભીંજાયેલું છે શરીર જેનું એવી મારી સાથે, જેના કપોલ ઉપર રોમાન્ચાવલિ જણાય છે અને કામદેવથી પેદા થયેલા આનંદથી જે શોભે છે એવા શ્રી કૃષ્ણનું મિલન કરાવ —૪

कोकिलकलरवकूजितया जितमनसिजतंत्रविचारम् ।
श्लथकुसुमाकुलकुन्तलया नखलिखितघनस्तनभारम् ॥ सखि हे ५

કેલી કાળે કૂજતી કોકીલા શી
ક્રીડાથાકે પાળ પુષ્પે ગૂંથેલા
દીલા એવી હે મને, કામશાસ્ત્ર
જીતેલા, ને ઘટ્ટ મારા સ્તનોપે

આંકે ચિહ્નો જે નખે, કેશીહંતા
કામી સાથે તો કરાવો મિલાપ. ૫

હે સખી! કેલીસમયે કોકિલાની માફક જે કૂજન કરે છે ને જેના અંબોડાના વાળ તથા વેણી ઢીલી થઈ ગઈ છે એવી મારી સાથે, કામશાસ્ત્રનાં સંપૂર્ણ તત્વો જેણે જાણી લીધેલાં છે ને મારા સ્તનમંડલો ઉપર જેણે નખક્ષત કરેલા છે એવા કેશી મથન કરનાર શ્રી કૃષ્ણનું મિલન કરાવ.—૫

चरणरणितमणिनूपुरया परिपूरितसुरतवितानम् ।
मुखरविशृंखलमेखलयासकचग्रहचुम्बनदानम् ॥ सखि हे ६

જેને પાયે ઝાંઝરો હે! મણિથી
બાંધ્યાં વાગે ને ઢીલી મેખલાયે
એવીને, હે! કામને પૂરનારા
ને જે ઝાલી ચુંબતા કેશપાશ
તેવા બ્હેની! કેશીને મારનારા
કામી સાથે તો કરાવો મિલાપ. ૬

હે સખી! જેના પગે રત્નજડિત નૂપુરોનો ઝણકાર થાય છે અને કટિનો કંદોરો જેનો ઢીલો થઇ રણકે છે તેવી મારી સાથે, જેણે રતિક્રીડા પૂરી કરેલી છે ને મારા વાળ પકડીને ચુંબન કરેલું છે એવા કેશી મથન કરનાર શ્રી કૃષ્ણનું મિલન કરાવ.—૬

रतिसुखसमयरसालसया दरमुकुलितनयनसरोजम् ।
निःसहनिपतिततनुलतयामधुसूदनमुदितमनोजम् । सखि हे ७

થાકેલી જે કામના ભોગ કાળે
ને વેલીશી મ્લાન થૈ જે ઢળેલી
એવીને, હે! ઢાળતા પદ્મનેત્ર
અર્ધાં ખીલ્યાં ને મનોજે પ્રસન્ન
કેશીહંતા ને વળી મધ્વમિત્ર
કામી સાથે તો કરાવો મિલાપ. ૭

હે સખી! રતિકાળના આનંદ વખતે આળસ આવેલી છે જેને અને અસહાય વેલી સમી જે મ્લાન થઇ ઢળી પડેલી છે તેવી મારી સાથે, જેણે થોડાંક મીંચેલાં છે નેત્ર કમલ તેવા અને મધુ નામના દૈત્યને મારનારા અને જેને કામ જાગ્યો છે તેવા કેશીમથન કરનાર શ્રી કૃષ્ણનું મિલન કરાવ—૭

श्रीजयदेवभणितमिदमतिशय मधुरिपुनिधुवनशीलम् ॥
सुखमुत्कण्ठितराधिकयाकथितंवितनोतुसलीलम् ॥ सखि हे ८

રચેલ આ શ્રી જયદેવ કેરૂં
મુરરિના કેલિ ચરિત્ર યુક્ત
ગાયેલ ઉત્કંઠિત રાધિકાએ
આનંદ દેજો સહુ ભાવિકોને. ૮

શ્રી જયદેવ કવિએ વર્ણવેલું અને જેમાં શ્રી કૃષ્ણચંદ્રજીની ક્રીડાનું ચરિત્ર ઉત્તમ રીતે આલેખાયેલું છે, અને શ્રી રાધિકાએ જેમાં શૃંગારરસની લીલાઓ ગાઇ છે એવું આ ગીત શ્રોતા-સર્વજનોને સુખ આપો.—૮

આમ ગીતગોવિંદના બીજા સર્ગમાં છઠ્ઠો પ્રબંધ સમાપ્ત થયો.

अधुनाऽत्युत्कण्ठयासख्या नीयमाना सा गोपीगणवृतं कृष्णं दृष्ट्वा परावृत्य सखीमाह—

ગોપીગણોથી ઘેરાયેલા શ્રી કૃષ્ણને જોઇને, ત્યાંથી ઉત્કંઠિત સખીદ્વારા લઇ જવાતી એવી તે રાધા સખી પ્રત્યે બોલી—

हस्तस्रस्तविलासवंशमनृजुभ्रूवल्लिमद्बल्लवी।
वृन्दोत्सारिदृगन्तवीक्षितमतिस्वेदार्द्रगण्डस्थलम्॥
मामुद्वीक्ष्यविलज्जितस्मितसुधामुग्धाननं कानने।
गोविन्दंव्रजसुन्दरीगणवृतंपश्यामिहृष्यामि च॥ १

શાર્દૂલવિક્રીડિત

વ્હેની હે! નિરખી મને કરથકી વંશી સરી જેહની,
ને વાંકી ભમરાળી ગોપલલના જેને કટાક્ષે જુએ
સ્વેદે આર્દ્ર કપોલ, ને વ્રજવધૂવૃન્દેય ઘેરાયલા
જોઉં કૃષ્ણ વને હું મોહક મુખાં લજ્જા સ્મિતે મસ્ત થૈ ૧

હે સખી! મને જોતાંજ હાથમાંથી સરી પડી છે ક્રીડાની વંશી જેની, અને જેની ભ્રકુટી વાંકી છે એવી ગોપીઓ જેના તરફ તીરછાં કટાક્ષો ફેંકે છે. અને અત્યંત સ્વેદથી આર્દ્ર છે ગંડસ્થળ જેનું અને મને દેખાને સુધારૂપ હાસ્યથી યુક્ત છે મનોહર મુખ જેનું, અને વ્રજસુંદરીઓના સમૂહથી યુક્ત એવા ગોવિન્દને નિહાળું છું અને આનંદિત થાઉં છું.—૧

दुरालोकस्तोकस्तबकनवकाशोकलतिका।
चिकाशः कासारोपवनपवनोऽपिव्यथयति॥
अपिभ्राम्यद्भृङ्गीरणितरमणीया न मुकुल-।
प्रसूतिश्चूतानां सखि शिखरिणीयं सुखयति॥ २

### શિખરિણી.

ફમંતાં જોતાંયે સ્તબક નવલી વંજુલલતા
તણાં, ને પીડે પવન વનનો પલ્લવતટી
વળી આમ્રશૃંગો તણી ભમરીના ગુંજન વડે
સખી ! રૂડેરી હા ! ભમતી સુખ તે મંજરિ ન દે ૨

હે સખી ! દુઃખથી જોવા યોગ્ય છે અલ્પ ગુચ્છો જેના એવી નવી અશોકલતાનો વિકાસ, અને સરોવરની નિકટના ઉપવનનો પવન પણ મને દુઃખ દે છે. અને ભમતી ભમરીઓના શબ્દથી રમણીય અને મનોહર શ્રેષ્ઠ છે અગ્રભાગ જેના એવા આ આમ્રવૃક્ષના મોર પણ મને સુખ દેતા નથી. —૨

साकूतस्मितमाकुलाकुलगलद्धमिल्लमुल्लासित- ।
भ्रूवल्लीकमलीकदर्शितभुजावालार्द्धहस्तस्तनम् ॥
गोपीनांनिभृतंनिरीक्ष्यललितांकांचिच्चिरंचिन्तयन् ।
अन्तर्मुग्धमनोहरोहरतु वः क्लेशं नवः केशवः ॥ ३

### શાર્દૂલવિક્રીડિત

ગોપીવૃન્દતણાં સહેતુ સ્મિતને, ધમ્મિલ્લ વીંખાયલા
ને ભ્રૂવેલ ખીલેલ; અર્ધકરને; નાના સ્તનો, હાથને
બ્હાને દર્શિત; ભોળભાવ; લલનાનું કો ધરે ધ્યાન જે
અન્તર્મુગ્ધ યુવાન મોહક હરિ દુઃખો હરો આપનાં. ૩

હે ભક્તજનો ! જેમાં સાભિપ્રાય હાસ્ય; અત્યંત અસ્તવ્યસ્ત વીંખાયેલા વાળ, ભ્રૂકુટિરૂપી ઉલ્લસિત લતાઓ, અને (બગાસાં આદિ) કોઈ બ્હાને ભુજ, કૂંળા કૂંળા અર્ધા હાથ, તથા- નાનકડા સ્તનોને

બનાવવામાં આવે છે તેવા ગોપીઓના મનોભાવ જાણીને કોઈએક સુંદર ગોપીનું મનમાં ધ્યાન ધરતા સુંદર અને યુવાન શ્રી કૃષ્ણચંદ્રજી તમારાં દુઃખ દૂર કરો. — ૩

इतिश्री कविराज श्रीजयदेवकृत गीतगोविन्दे महाकाव्ये अक्लेशकेशवो नाम द्वितीयसर्गः

આમ કવિરાજશ્રી જયદેવે રચેલા ગીતગોવિન્દ નામના મહાકાવ્યનો અક્લેશકેશવ નામનો બીજો સર્ગ સમાપ્ત થયો.

# तृतीय सर्गः सर्ग त्रीजो

कंसारि रपि संसारवासनाबन्ध शृंखलाम् ।
राधामाधाय हृदये तत्याज वनसुन्दरीः ॥ १

અનુષ્ટુપ.

વિશ્વની વાસનાઓને કંસારિએ ય બાંધતી
રાધા-બેડી ધરી હૈયે વ્રજનાર તજી બધી ૧

શ્રી કૃષ્ણચંદ્રજીએ પણ સંસારની વાસનાઓને બાંધનારી શૃંખલારૂપ રાધિકાજીનું મનમાં સ્થાપન કરીને, બીજી વ્રજસુન્દરીઓનો ત્યાગ કર્યો.—૧

पुनः किं कृतवान् – પછી શું કર્યું ?

इतस्ततस्तामनुसृत्य राधिका ।
मनङ्गबाणव्रणखिन्न मानसः ॥
कृतानुताप· स कलिन्दनन्दिनी ।
तटान्तकुञ्जे निषसाद माधवः ॥ २

ઇન્દ્રવંશા વંશસ્થ

પૂઠે ભમી માધવ રાધિકા તણી
અહીંતહીં, ખિન્ન વ્રણે સ્મરેષુના
થઇ, કરીને અનુતાપ કુંજમાં
કાલિન્દી કેરે તટ બેસી તે ગયા. ૨

કામદેવના બાણેથી ઉત્પન્ન થયેલા વ્રણોથી અતિ ખિન્ન અને જેને પશ્ચાત્તાપ થયેલો છે એવા તે માધવ પણ રાધિકાની અહીં તહીં તપાસ કરીને (પછી) યમુનાજીના કિનારે કુંજમાં બેઠા.—૨

ત્રીજા સર્ગમાં પ્રબંધ ૭ મો

આ સર્ગનાં પ્રથમ સાત પદ "લલિતવૃત્ત" માં અને આઠમું પદ "શાર્દૂલવિક્રીડિત" વૃત્તમાં છે.

मामियं चलिताविलोक्यवृतंवधूनिचयेन ।
सापराधतया मयापि न वारितातिभयेन ॥
हरि हरि हतादरतया गता सा कुपितेव ध्रु० ॥ १ ॥

નિરખી એ મને ગોપીવૃન્દથી
ગઈ વીંટાયલો, મેંય દોષિતે
ન અટકાવી રે બીકથી અને
કુપિત થૈ ગઈ માનભંગથી ૧

ગોપીઓના સમૂહોથી વીંટળાયેલો મને જોઈને તે રાધા અહીંથી જતી રહી અને મેં અપરાધીએ પણ અત્યંત ભયને લીધે તેને રોકી નહિ હરિ, હરિ, અનાદૃત રાધા કોપ કરીને ચાલી ગઈ—૧

किं करिष्यति किं वदिष्यति सा चिरं विरहेण ।
किं जनेन धनेन किं मम जीवितेन गृहेण ॥ हरिहरि ..२

ચિર વિયોગથી યોજશે શું એ?
વળી શું ભાખશે? રાધિકા વિના
શું ધન ગેહ ને આપ્ત-પ્રાણથી
કુપિત થૈ ગઈ માનભંગથી ૨

તે રાધા મારા ચિરકાળના વિયોગમાં વિરહતાપની શાન્તિ માટે શા શા ઉપાય કરશે? અને શું શું કહેશે? તે રાધાના વિના મને અન્ય ગોપીજનોથી પ્રયોજન પણ શું [illegible]! ધન તથા ઘરનું પણ શું પ્રયોજન છે? અરે! આ જીવનનું પણ શું પ્રયોજન છે? હરિ, હરિ, અનાદૃત રાધા કોપ કરીને ચાલી ગઈ.—૨

चिन्तयामि तदाननं कुटिलभ्रु रोषभरेण ।
शोणपद्ममिवोपरि भ्रमताकुलं भ्रमरेण ॥ हरिहरि ...३

અલિથી શોભતા લાલપદ્મશું
ઉપર ઘૂમતા કોપવક્ર છે,
ભ્રમર જેહની, તે સ્મરું હું મોં
કુપિત થૈ, ગઈ માનભંગથી. ૩

લાલ કમળની ઉપર ભમતા ભમરાઓ જેવી જેયને લઈ જેની ભ્રૂકુટિઓ વાંકી થઈ ગઈ છે તેવા તેના મુખનું હુ સ્મરણ કરું છુ. હરિ, હરિ, અનાદત રાધા કોપ કરીને ચાલી ગઈ—૩

तामहं हृदि संगतां मनिशं भृशं रमयामि ।
किं धनेऽनुसरामि तामिह किं वृथा विलपामि ॥ हरिहरि..४

ઉર વસેલની સાથ જો રમું
ઘડીઘડી ઘણું, તો વને વૃથા
ભટકીનેય વા શું વિલાપથી
કુપિત થૈ ગઈ માનભંગથી ૪

મારા ચિત્તમાં જ રહેની તે રાધાની સાથે જો હુ વારવાર રમણ કરું છુ, તો પછી આ વનમાં (નાહકરીતે) તેને માટે વૃથા શા માટે ભટકુ ? અને વૃથા વિલાપ શા માટે કરું ? હરિ, હરિ, અનાદત રાધા કોપ કરીને ચાલી ગઈ—૪

तन्वि खिन्नमसूयया हृदयं तवाकलयामि ।
तन्न वेद्मि कुतो गतासि न तेन तेऽनुनयामि ॥ हरिहरि ५

કળુ હુ ઈર્ષ્યા તો ચિત્ત ખિન્ન છે
તવ'હિ તન્વિ ! કયાં તું ગઈ હશે ?
શકુ મનાવી ના જાણુતા ન તે
કુપિત થૈ ગઈ માનભંગથી ૫

હે કોમનાંગિ ! ઈર્ષ્યાને લીધે તારું હૃદય ખિન્ન થઈ ગયુ છે તે હુ સમજી શકુ છુ પણ તુ કયાં ગઈ છે તે નહિ જાણતો હોવાથી તને પ્રસન્ન પણ કરી શકતો નથી. હરિ, હરિ, અનાદત રાધા કોપ કરીને ચાલી ગઈ—૫

दृश्यसे पुरतो गतागतमेव मे विदधासि ।
किं पुरेवससंभ्रमं परिरम्भणं न ददासि ॥ हरिहरि...६

કરતી આવ જા સમુખે અયિ
ફક્ત લાગતી, પૂર્વ જેમ હે
સખી તું ભેટતી શીઘ્ર કેમ ના
કુપિત થૈ ગઈ માનભંગથી ૬

હે રાધે! મને ત્યારે એવો જ ભાસ થાય છે કે, તું મારી સામે જ આવ જા કર્યા કરે છે, તો પછી પહેલાંની માફક મને વેગથી આલિંગન કેમ નથી કરતી? હરિ, હરિ, અનાદત રાધા કોપ કરીને ચાલી ગઈ—૬

क्षम्यतां अपरं कदापि तवेदृशं न करोमि ।
देहि सुन्दरि दर्शनं मम मन्मथेन दुनोमि ॥ हरिहरि.. ७

કદી ન આવું હું સુન્દરી! હવે
કરીશ ના ફરી, દે કરી ખમા,
દરશ દે મને, કામ-આર્ત હું
કુપિત થૈ ગઈ માનભંગથી ૭

હે રાધે! ક્ષમા કર આવી રીતે ફરીથી તારો અપરાધ નહિ કરું; તો મને દર્શન દે, હું કામદેવથી પીડાઉં છું. હરિ, હરિ, અનાદત રાધા કોપ કરીને ચાલી ગઈ.—૭

वर्णितं जयदेवकेन हरेरिदं प्रणतेन ।
किन्दुबिल्वसमुद्रसम्भव रोहिणी रमणेन ॥ ८

કિન્દુબિલ્વ સમાન સાગર જણ્યા રોહિણીના નાથશા
આલેખ્યું જયદેવ નામ કવિએ વાર્ષ્ણેયને વંદતા. ૮

શ્રીકૃષ્ણચંદ્રજીની આરાધનામાં તત્પર, અને સમુદ્રરૂપ કિન્દુબિલ્વકુળમાં ઉત્પન્ન થયેલ રોહિણીનાથ ચંદ્રના જેવા જયદેવ કવિએ આ ગીત વર્ણવ્યું છે—૮

આમ ગીતગોવિન્દના ત્રીજા સર્ગમાં સાતમો પ્રબંધ સમાપ્ત થયો.

इदानीं कामएव मे दुःखं प्रयच्छतीति तमेवोपालम्भेनाह -

હવે કામદેવજ મને દુઃખ આપે છે એમ માની તેને ઠપકો આપતાં કહે છે

> हृदि विसलताहारो नायं भुजङ्गमनायकः ।
> कुवलयदलश्रेणी कण्ठे न सा गरलद्युतिः ॥
> मलयजरजो नेदं भस्म प्रियारहिते मयि ।
> प्रहर न हरभ्रान्त्यानङ्ग क्रुधा किमु धावसि ॥ १

શાર્દૂલવિક્રીડિત

હૈયે આ બિસવલ્લિહાર જ ધર્યો, ના સર્પ વીંટાયલો;
છે શ્રેણી નીલપદ્મપત્રની ગળે, ના કાન્તિ એ ઝેરની
છે આ ચંદનલેપ, નો'ય ભભૂતી; રાધાવિયોગી મને
મારો મન્મથ મારના હર ગણી: કોપે ધસો કેમ હે! ૧

હે કામદેવ ! ક્રોધથી મારા તરફ શા માટે ધસો છો ? રાધાવિરહી એવા મને મહાદેવ માનીને મારશો ના. છાતી ઉપર કમલની
૧ બિસલતાનો હાર છે, સાપ નથી; કંઠમાં જે પ્રકાશ દેખાય છે તે તો

નીલકમળોની હારમાળાનો છે, એ કંઇ વિષની પ્રભા નથી, અને શરીરપર તો મલયાગિરિ ચંદનનો લેપ લગાવેલો છે જેથી એને ભસ્મ ન માની લેતા !—૧

पाणौ मा कुरु चूतसायकममुं मा चाप मारोपय।
क्रीडानिर्जित विश्व मूर्च्छितजनाघातेन किं पौरुषम् ॥
तस्यापव मृगीदृशोमनसिज प्रेंखत्कटाक्षानल ।
ज्वालाजर्जरितं मनागपिमनो नाद्यापि सन्धुक्षते ॥ २

શાર્દૂલવિક્રીડિત

હાથે બાણ ન આમ્રમંજરિ તણા લ્યો, ના ચઢાં ! ધનુ,
ક્રીડાએ જગ-જીત ! પૌરુષ શું છે મારીય બેભાનને
ને આધૂત કટાક્ષશા અનલની ઝાળે મૃગાક્ષી તણા
છે ના અદ્યપિ ચિત્ત સ્વસ્થ જરીયે દાઝેલ જે, કામ હે ! ૨

રમત માત્રથીજ સારાયે જગતને પરાજિત કરનાર હે કામદેવ ! આ આમ્રની મંજરિઓરૂપ બાણને હાથમાં ધારણ ન કરો, અને ધનુષ્ય પર ન ચઢાવો. મૂર્છિત થયેલા એવા મને મારવામાં તમારો કયો પુરુષાર્થ ગણાશે ? હે કામદેવ ! તે મૃગનયનીએ ફેંકેલા કટાક્ષરૂપ અગ્નિની ઝાળથી દાઝી બળી જર્જરિત થયેલું મારૂં મન હજુ સુધી જરાપણ શાન્ત થયું નથી —૨

भ्रूपल्लवो धनुरपाङ्ग तरङ्गितानि
बाणा गुणः श्रवणपालिरिति स्मरेण ।
तस्यामनङ्गजयजङ्गम देवताया-
मस्त्राणि निर्जितजगन्ति किमर्पितानि ॥ ३

વસંતતિલકા

ભ્રૂવલ્લિ શું ધનુ, કટાક્ષ તરંગ દષ્ટિ
શાં બાણ, ને પણછ કર્ણપ્રદેશ, આવાં
અર્પ્યાં હશે વિજયિની જગ જીતવાને
તે દેવીને સ્મરતણી મદનેજ અસ્રો? ૩

ભ્રકુટિઓનાં નવ પલ્લવરૂપી ધનુષ્ય, કટાક્ષના તરંગોથી દેખવા રૂપ બાણ, અને કર્ણપ્રદેશરૂપી પ્રત્યંચા, આ પ્રકારે કામને જીતનારી જંગમ દેવીરૂપ તે રાધિકાનેજ શું કામદેવે જગતને જીતવાનું શસ્ત્ર આપી દીધું છે ?—૩

अधुना हृद्गतां राधामाह

હવે પાછા હૃદયમાં વસેલી રાધા પ્રત્યે કહે છે—

भ्रूचापेनिहितः कटाक्षविशिखो निर्मातुमर्मव्यथाम्
श्यामात्माकुटिल· करोतु कवरीभारोऽपि मारोद्यमम् ।
मोहं तावदयं तन्वि तनुतां विम्बाधरो रागवान्
सद्वृत्तस्तनमण्डलस्तवकथंप्राणैर्मम क्रीडति ॥ ४

શાર્દૂલવિક્રીડિત

ભ્રૂચાપે સ્થિત હે! કટાક્ષઇષિકા મર્મે કરે પીડ છો
કાળો વક્ર જમૂડ છો અરાનો ઉત્તોજતો મારને
ને તન્વિ! નવ બિમ્બશા અધરઆ રાતા કરે મુગ્ધ છો
સદ્વૃત્ત સ્તન કેમ મંડલ અયિ! ખેલે મમ પ્રાણશું! ૪

ભ્રૂકુટિરૂપ ધનુષ્ય પર ચઢાવેલા કટાક્ષરૂપી બાણો મારા મર્મભાગને ન પીડા કરે તો ભલે, કાળા અને વાંકડીઆવાળાનો સમૂહ પણ કામદેવને વધારે તો ભલે, અને આ રાગવાળો બિમ્બાધર (અધરોષ્ઠ) મારા મોહને વધારે તો પણ ભલે પણ હે તન્વંગિ ! તારા આ સદ્‌વૃત્ત (સદાચરણ યુક્ત—સારી રીતે ગોળ) સ્તનમંડળ મારા પ્રાણોની સાથે કેવી રીતે ખેલી શકે છે ! (તે મારી સમજમાં ઊતરતુ નથી) ૪

तानि स्पर्शसुखानि ते च तरलाः स्निग्धा दृशोर्विभ्रमा
तद्वक्त्राम्बुजसौरभं स च सुधास्यन्दी गिरां वक्रिमा ।
सा बिम्बाधरमाधुरीतिविषयासङ्गोऽपि मन्मानसम्
तस्यां लग्नसमाधिहन्तविरहव्याधिः कथं वर्तते ॥ ५

શાર્દૂલવિક્રીડિત

તે છે સ્પર્શસુખો, કટાક્ષ દગના સ્નેહાળને લોલતાં,
તે યે સૌગન્ધ આનનામ્બુજની, સુધા રેલત વક્રોક્તિ
ને બિમ્બાધર મિષ્ટતા, વિષયમાં આવા છતાં ચિત્તનો
તેના ધ્યાન વિષે રહે; વિરહનું શાને થતું દુઃખ તો ૫

નાયિકાના સંગમાં થાય છે તેવાં સ્પર્શસુખ મને છે, ચંચળ પ્રેમયુક્ત નેત્રોનો વિલાસ, અને મુખારવિન્દની સુગંધ છે, તે અમૃત ઝરતી મર્માળી વાણિ છે, લાલ અધરોનું માધુર્ય પણ છે, આમ રૂપ રસાદિ વિષયોમાં આસક્ત હોવા છતાં પણ મારૂં મન તે રાધિકામાં લીન છે—સમાધિસ્થ છે તો પછી અરે રે ! વિરહનો વ્યાધિ કેમ થતો હશે !—૫

तिर्यक्कण्ठविलोलमौलितरलोत्तंसस्य वंशोच्चरद्-
गीतस्थानकृतावधानललनालक्षैर्न संलक्षिताः ।
संमुग्धे मधुसूदनस्य मधुरे राधामुखेन्दौ मृदु
स्पन्दं कन्दलिताश्चिरं दधतु वः क्षेमं कटाक्षोर्मयः ॥ ६

શાર્દૂલવિક્રીડિત.

વાંકી ડોકથી જેહના મુકુટને ડોલી રહ્યાં કુંડલો
તેવા માધવની કટાક્ષ-લહરી અદષ્ટવંશી સૂરે
હોવાથી લીન અન્ય ગોપીજનથી ને મુગ્ધ રાધાતણા
મીઠા ચંદ્ર-મુખે મૃદુ પલકતી કલ્યાણ સૌનું કરો. ૬

વાંકી ડોક રાખવાને લીધે જેનાં મુકુટ અને કુંડળો ડોલી રહ્યાં છે તેવા મધુસૂદનની રાધાના મોહક મુખચંદ્ર ઉપર ધીમા ધીમા પલકતી અને વાંસળીમાંથી નીકળતા સૂરોમાં દત્તચિત્ત હોવાથી અન્ય ગોપાઙ્ગનાઓના ધ્યાન બહાર રહી ગયેલી કટાક્ષ લહરીઓ તમારૂં દીર્ઘકાળ સુધી કલ્યાણ કરો.—૬

इतिश्री कविराजश्री जयदेवकृत गीतगोविन्दे महाकाव्ये मुग्धमधुसूदनो नाम तृतीयः सर्गः

આમ શ્રી કવિરાજ શ્રી જયદેવે રચેલા ગીતગોવિન્દ નામના મહાકાવ્યમાં મુગ્ધમધુસૂદન નામનો ત્રીજો સર્ગ સમાપ્ત થયો.

## चतुर्थः सर्गः ચોથો સર્ગ

यमुनातीरवानीर निकुञ्जेमन्दमास्थितम् ।
प्राह प्रेमभरोद्भ्रान्तं माधवं राधिकासखी ॥ १

અનુષ્ટુપ્.

ઉદ્વિગ્ન ને ભરપ્રેમે, બેઠેલા ખિન્ન કૃષ્ણને
કુંજમાં યમુના તીરે વંજુલોની, કહે સખી. ૧

રાધિકાની સખી યમુના તીરે વંજુલેની કુંજમાં ગઢમૂઢ બેસેલા અને પ્રેમની અધિકતાને લીધે બેચેન બનેલા માધવ પ્રત્યે બોલી ૧

## ચોથા સર્ગમાં પ્રબંધ-૮

આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ "શાર્દૂલવિક્રીડિત વૃત્ત"માં છે.

निन्दति चन्दनमिन्दुकिरणमनु निन्दति खेदमधीरम्
व्यालनिलयमिलनेन गरलमिव कलयति मलयसमीरम् ।
सा विरहे तवदीना ।
माधव मनसिजविशिखभयादिव भावनया त्वयिलीना ॥ ध्रु० ॥ १

નિન્દે ચંદન જે અધીર થઈને, ચંદ્રાંશુને કષ્ટદા
માને માલય વાયુનેય અહિના વાસે કરી ઝેર શો
તે હે માધવ બાપડી વિરહિણી રાધા અરે કામના
બાણોથી· ભયભીત શી તવ ઉરે જાણે લપાઈ ગઈ ૧

જે ચંદનની નિન્દા કરે છે, અને ચંદ્રનાં કિરણોને જોઈને પણ દુઃખી દુઃખી થઇ જાય છે; અને સર્પોનું રહેઠાણ હોવાને લીધે મલયાગિરિના પવનને પણ ઝેર જેવો ગણેછે, તે (રાધા) હે માધવ! તમારા વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઇ ગઈ છે —૧

अविरल निपतितमदनशरादिव भवदवनाय विशालम् ।
स्वहृदयमर्मणि वर्म करोति सजलनलिनी दलजालम् ॥ सा विरहे..२

ને જે મન્મથનાં અખંડ છૂટતાં બાણો થકી આપની
રક્ષાકાજ ભીનાં દલો કમલનાં ધારે ઉરે વર્મ શાં..તે હે માધવ..૨

તે જે નિરંતર છૂટતાં કામદેવનાં બાણોથી (પોતાના હૃદયમાં રહેલા) આપની રક્ષાને માટે પોતાના હૃદયરૂપ મર્મભાગ ઉપર જળસહિત કમળનાં પાનનાં સમૂહ રૂપ સુંદર ઢાલ ધરે છે, તે રાધા હે માધવ! તમારા વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઈ ગઈ છે —૨

कुसुम विशिखशरतल्पमनल्प विलास कला कमनीयम् ।
व्रतमिवतव परिरम्भसुखाय करोतिकुसुमशयनीयम् ॥ सा विरहे. ३

શય્યા જે કમનીય પુષ્પની કરે આલિંગવા આપને
કેલીલાયક, હોય શું વ્રત લીધું કામેષુ શય્યા સમું..તે હે માધવ .૩

તે જે તમારા આલિંગનના સુખની પ્રાપ્તિ માટે કામદેવનાં બાણોની શય્યા રચીને જાણે શરશય્યારૂપ દારૂણ વ્રત ન કરી રહી હોય તેમ અનેક જાતની ક્રીડાઓ કરવા માટે સુંદર પુષ્પોની પથારી બિછાવી રહી છે, તે રાધા હે માધવ! તમારા વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઈ ગઈ છે —૩

वहति च चलितविलोचन जलधरमाननकमलमुदारम् ।
विधुमिवविकट विधुन्तुददन्तदलनगलितामृत धारम् ॥ सा विरहे.४

જેનું મોં નયનાશ્રુના વહનથી રૂડું અરે પદ્મશું
ભાસે રાહુતણા દલંત વિધુશું દાંતે સુધા ઢોળતા..તે હે માધવ..૪

તે(જે ભયંકર રાહુના ગ્રસવાને લીધે જેમાંથી અમૃતની ધારા નીકળી રહી છે) તેવા ચંદ્ર જેવા સુંદર સુખકમળ ઉપરથી વાદળાં જેવાં આવરાં નેત્રોને વહાવી રહી છે, તે રાધા હે માધવ! તમારા

વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઈ ગઇ છે.—૪

विलिखति रहसि कुरङ्गमदेन भवन्तमसमशरभूतम् ।
प्रणमति मकर मधोविनिधाय करे च शरंनवचूतम् ॥ सा विरहे..५

માની મન્મથ આપને મૃગમદે દોરી, નીચે મીનને
આંકી; હૈ સહકાર મંજરિ કરે એકાન્તમાં જે નમે તે હે માધવ.૫

ને જે આપને જ કામદેવ માનીને, એકાન્તમાં કસ્તૂરી વડે તમારૂં ચિત્ર દોરે છે; અને તમારી મૂર્તિની નીચે મકરનું ચિત્ર ચીતરી તમારા હાથમાં આંબાની નવમંજરીઓરૂપ બાણ આપી પ્રણામ કરે છે તે રાધા હે માધવ! તમારા વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઈ ગઇ છે.—૫

प्रतिपदमिदमपि निगदति माधव तवचरणे पतिताहम् ।
त्वयिविमुखेमयि सपदिसुधानिधिरपितनुते तनुदाहम् ॥ सा विरहे ६

હે! હે! માધવ! પાય હું તવ પડી, ક્રોધે તમારા દહે
શીતાંશુય શરીરને પ્રતિપદે ઉચ્ચારતી એમ જે...તે હે માધવ..૬

ને જે વારંવાર આમ કહ્યા કરે છે કે “ હે માધવ! હું તમારા ચરણે પડી છું; અને ચંદ્ર પણ તમારા વિયોગને લીધે મારા શરીરને દાહકારી નિવડે છે, તે રાધા હે માધવ! તમારા વિરહમાં દુઃખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમાં છૂપાઈ ગઇ છે.—૬

ध्यानलयेन पुरः परिकल्प्य भवन्तमतीव दुरापम् ।
विलपतिहसति विषीदति रोदितिचञ्चतिमुञ्चतितापम् ॥सा विरहे ७

સામે છોજ સહી સુદુર્લભ છતા હા! આપને ધ્યાનમા
ક્ન્હેને ભટકે હસે વળી રડે બેચેન થૈ નિશ્વસે તે હે માધવ ૭

ને જે ચિત્તની એકાગ્રતાને લીધે ધ્યાનમા જ આપ ઘણા ઘણા દૂર હોવા છતાંય આપને સામે જ છો તેમ માની લઈ, ઘડીકમા વિલાપ કરે છે તો ઘડીકમા હસે છે, ને વળી બેચેન થઈ જાય છે તો વળી પાછી રડે છે અને આમથી તેમ આની જાય છે અને ગિના નિશ્વાસ છોડે છે, તે રાધા હે માધવ ! તમારા વિરહમા દુખિત અને કામદેવના બાણોના ભયની ભાવનાથી જાણે તમારા હૃદયમા છૂપાઇ ગઈ છે.—૭

श्री जयदेवभणितमिदमधिकं यदि मनसा नटनीयम् ।
हरिविरहाकुलवल्लवयुवतिसखी वचनंपठनीयम् ॥ सा विरहे ८

લિપ્મા શ્રી જયદેવકાવ્યરસથી જો ચિત્ત નચાવવા
રાધાની વિરહાકુલા સખી તણા તો વેણ વાચો મુખે ૮

હે ભક્તજનો ! શ્રી જયદેવના રચેલા આ ગીતથી જો તમારા મનમયૂરને નર્તન કરાવવા ઇચ્છા હો તો શ્રી કૃષ્ણચંદ્રના વિરહથી વ્યાકુળ રાધિકાની સખીના વચનનું પઠન કરો —૮

इति श्री गीत गोविन्दे अष्टमः प्रबन्ध.

આમ શ્રી ગીતગોવિન્દના ચોથા સર્ગમાં આઠમો પ્રબંધ સમાપ્ત થયો

आयामो विपिनायते प्रियसखीमालापि जालायते
तापोऽपिश्वसितेन दावदहनज्वालाकलापायते ।
सापित्वद्विरहेणहन्त हरिणीरूपायते हा कथम्
कन्दर्पोऽपि यमायते विरचयन् शार्दूलविक्रीडितम् ॥ ९

શાર્દૂલવિક્રીડિત

લાગે ગેહ અરણ્ય શું, પ્રિયસખીનાં વૃન્દ તે ઝાંખરાં
ને દાવાનલઝાળ શો ઉરનણો દાહેય નિઃશ્વાસથી;
હા! હા! તેય વિયોગથી તવ થઈ જાણે કુરંગી, અને
પુષ્પાયુધ યે બને યમસમો શાર્દૂલવિક્રીડિત. ૧

હે કૃષ્ણચંદ્ર! તે રાધાને ઘર પણ જંગલ જેવું લાગે છે, પ્યારી સખીઓનાં ટોળાં ઝાંખરાં જેવાં લાગે છે, અને દેહનો દાહ પણ નિઃશ્વાસને લઇ દાવાગ્નિની જ્વાલાઓ જેવો લાગે છે. ખેદની વાત તો એ છે કે તે રાધા પણ તમારા વિયોગથી હરિણી જેવી થઇ ગઈ છે અને કષ્ટની વાત એ છે કે શાર્દૂલની જેમ ચેષ્ટાઓ કરતો કામદેવ પણ શા માટે યમરાજના જેવાં આચરણ કરે છે?—૧

नवमः प्रबन्धः નવમો પ્રબંધ

આ પ્રબંધના તમામ પદનો ભાવાનુવાદ અનુષ્ટુપ્‌વૃત્તમાં છે.

स्तन विनिहितमपि हारमुदारम्
सामनुते कृशतनु रिव भारम् ॥
राधिकाविरहे तव केशव ॥ ध्रु. ॥ १

કંઠની પુષ્પમાળાયે જે સ્તનોપે સુશોભતી
રાધાને ભારશી લાગે બ્રેહે કેશવ આપના. ૧

હે શ્રી 'કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં અતિકૃશ થઇ ગયેલી રાધા સ્તનો ઉપર ઝૂલતા સુશોભિત હારને પણ ભારસમાન' ગણે છે. —૧

सरस मसृणमपि मलयजपङ्कम्
पश्यति विषमिव वपुषि सशंकम् ॥ राधिका...२

વિષ જેમ જૂએ શંકી રાધા માલય લેપને
સુવાળા આર્દ્રને તોયે સ્નેહે કેશવ આપના. ૨

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા શરીર ઉપર લગાવેલા ભીના અને સુંવાળા ચંદનના લેપને પણ વિષની માફક શંકાથી જૂએ છે. —૨

श्वसितपवनमनुपमपरिणाहम् ।
मदनदहनमिव वहतिसदाहम् ॥ राधिका ...३

શ્વાસોચ્છ્વાસ ઊના દીર્ઘ કામાનલ સમાગણી
રાધિકા મેલતી લેતી સ્નેહે કેશવ આપના. ૩

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા અત્યંત દીર્ઘ અને ઊના ઊના નિશ્વાસોને તો કામદેવના અગ્નિની સમાન ગણે છે ૩

दिशिदिशि किरति सजलकणजालम् ।
नयननलिनमिव विगलितनालम् ॥ राधिका .. ४

પદ્મ શાં નાળ હીણાં ને જલબિન્દુ સમેત તે
લોચનો ફેંકતી જ્યાં ત્યાં સ્નેહે કેશવ આપના ૪

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા આપના વિયોગથી મરણ નજીક આવ્યું હોય તેમ "હે હરિ! હે હરિ!" એમ ઇચ્છેલી વસ્તુની કામનાની પૂર્તિ અર્થે જપે છે.—૭

श्री जयदेव भणित मिति गीतम्।
सुखयतु केशवपदमुपनीतम् ॥ राधिका .. ८

1

કવિશ્રી જયદેવે આ કૃષ્ણપાદે સમર્પિત
ગીતગોવિન્દ યોજેલું સુખદો આપ સર્વને ૮

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા નાળ વગરનાં જળવાળાં કમળના જેવાં નેત્રોને ચારે દિશાઓમાં રેડે છે. —૪

नयनविषयमपि किसलयतल्पम् ।
कलयति विहित हुताशविकल्पम् ॥ राधिका ...५

શય્યા પલ્લવની નેત્ર સામે હા! રાધિકા છતાં
અંગારા કલ્પતી તેમાં મેહે કેશવ આપના. ૫

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા કમળપત્રોની શય્યાને પોતાની સામે જ દેખતાં છતાં પણ તેને જાણે અંગારા પાથર્યા હોય તેમ માને છે.—૫

त्यजति न पाणितलेन कपोलम् ।
बालशशिनमिव सायमलोलम् ॥ राधिका ...६

સાયંકાળ તણા ફિક્કા ચંદ્ર જેવા કપોલને
રાખે કરતલે (શાતા) મેહે કેશવ આપના ૬

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા સાયંકાળના ફિક્કા ઝાંખા ચંદ્રની માફક પોતાના મ્લાન કપોલને પોતાની ગુલાબી હથેળીમાં રાખે છે. —૬

हरिरिति हरिरिति जपति सकामम् ।
विरह विहित मरणेव निकामम् ॥ राधिका ...७

વિરહે મરણાસન્ના હે હરિ! હે હરિ! જપે
ઇષ્ટની કામનાથે તે મહે કેશવ આપના ૭

હે શ્રી કૃષ્ણચંદ્રજી! તમારા વિરહમાં તે રાધા આપના વિયોગથી મરણ નજીક આવ્યુ હોય તેમ "હે હરિ! હે હરિ!" એમ ઇચ્છેલી વસ્તુની કામનાની પૂર્તિ અર્થે જપે છે—૭

श्री जयदेव भणित मिति गीतम्।
सुखयतु केशवपदमुपनीतम् ॥ राधिका ८

કવિશ્રી જયદેવે આ કૃષ્ણપાદે અર્પિત
ગીતગોવિન્દ યોજેલું સુખદો આપ સર્વને ૮

શ્રી કૃષ્ણચંદ્રના ચરણકમલમાં અર્પણ થયેલું આ જયદેવનું રચેલુ ગીત ભક્તજનોને સુખદાયી નિવડો.—૮

इति श्री गीतगोविन्दे नवमः प्रबन्धः

આમ શ્રી ગીતગોવિન્દના ચોથા સર્ગમા નવમો પ્રબન્ધ સમાપ્ત થયો

सा रोमाञ्चति सीत्करोतिविलपत्युत्कम्पते ताम्यति
ध्यायत्युद्भ्रमति प्रमीलति पतत्युद्याति मूर्च्छत्यपि ।
एतावत्यतनुज्वरे वरतनुर्जीवेन्न किं ते रसात्
स्वर्वैद्य प्रतिम प्रसीदसि यदि त्यक्तोन्यथा हस्तकः ॥ १ ॥

શાર્દૂલવિક્રીડિત.

રોમાંચિત બને, લવે, દુઃખી થતી, સીત્કારતી, કંપતી,
ઝોખાયે, નયનો મીંચે ઊઠી ઊઠી દોડે, પડે, ને ભમે,
ધ્યાવે સુંદરી કામરોગથી : જીવે કાં ના રસે આપના?
હે સ્વર્વૈદ્યસમા દયાળ! કરને છોડે થશે અન્યથા ૧

હે કૃષ્ણચંદ્ર! તે રાધા રોમાંચિત થાય છે, સી...... સી... તેમ શબ્દોચ્ચાર કર્યા કરે છે, વિલાપ કરે છે, ધ્રૂજે છે, બેચેન થઇ જાય છે, ઊંડા વિચારમાં પડી જાય છે, ભ્રમિત થઇ જાય છે, ને આંખો મીંચી દે છે, ને વળી પથારીમાં આળોટવા મંડી પડે છે, તો વળી પાછી ઊભી થઇ જાય છે, ને પાછી મૂર્છિત થઇ જાય છે, આવાં કામજ્વરનાં ચિહ્નયુક્ત થતાં હે દેવોના વૈદ્ય (અશ્વિનીકુમાર) સમ શ્રી કૃષ્ણજી! જો તમે પ્રસન્ન થશો તો શું તે રાધા આપના રસથી (વૈદ્ય પક્ષે રસઃ રસાયનઃ શ્રી કૃષ્ણ પક્ષે રસઃ પ્રેમરસ-સ્નેહ) નહિ જીવે? પણ તમે જ હાથ છોડી દેશો તો પછી જે નહિ બનવાનું તે બનીને રહેશે. —૧

स्मरातुरां दैवतवैद्य-हृद्य त्वदङ्ग सङ्गामृतमात्र साध्याम् ।
विमुक्त बाधां कुरुषे न राधां उपेन्द्रवज्रादपि दारुणोऽसि ॥२॥

ઉપેન્દ્રવજ્રા.

સ્વવૈદ્ય- શા શોભિત ! રાધિકાની,
સુધાસમા રંગણથી જ સાધ્ય,
સ્મરાર્તિને શાન્ત કરો ન જો તો
ઉપેન્દ્ર વજ્રથીય છો કઠોર. ૨

હે દેવોના વૈદ્ય અશ્વિનીકુમાર જેવા સુંદર! હે ઉપેન્દ્ર! કામ દેવથી પીડિત અને આપના આલિંગન રૂપ અમૃતથી જ જેનો રોગ મટી શકે તેવો છે તેવી રાધાજીને જો તમે રોગરહિત નહિ કરો તો તમે વજ્રથીયે કઠોર લેખાશો. —૨

कन्दर्पज्वरसञ्ज्वराकुलतनोराश्चर्यमस्याश्चिरम्
चेतश्चन्दनचन्द्रमः कमलिनीचिन्तासु सन्ताम्यति ।
किन्तुक्षान्तिवशेन शीतलतनुं त्वामेवमेकं प्रियम्
ध्यायन्तीरहसिस्थिताकथमसौ क्षीणा क्षणं प्राणिति ॥ ३ ॥

શાર્દૂલવિક્રીડિત.

કંદર્પજ્વર દાહથી વિકળ હા! આશ્ચર્ય! રાધાતણું
થાયે ચંદન-ચંદ્રિમા કમલના ધ્યાને દુઃખી ચિત્ત હે!
લાંબો કાળ; પરંતુ ધૈર્ય ધરીને વ્હાલી શીળી આપની
એકાન્તે ધરી ધ્યાન મૂર્તિનું જીવે ક્ષીણા ક્ષણે કેમ એ? ૩

કામજ્વરની પીડાથી વ્યાકુલ કૃશાંગી રાધાનું ચિત્ત ચંદન, ચંદ્રમા, અને કમલના સ્મરણ માત્રથી પણ ઘણા કાળ સુધી બેચેન બની જાય એ મોટા આશ્ચર્યની વાત છે, પણ એકાન્તમાં ધીરજ ધરીને બેઠેલી તે હિમ જેવા પ્રિય એવા તમારૂં જ ફક્ત ધ્યાન ધરતી એક પળ માટે પણ કેવી રીતે જીવન વિતાવી રહી છે?—૩

क्षणमपि विरहः पुरा न सेहे
नयननिमीलन खिन्नया यया ते ।
श्वसिति कथमसौ रसालशाखाम्
चिरविरहेण विलोक्य पुष्पिताग्राम् ॥ ४

પુષ્પિતાગ્રા.

પલ પણ સહતી વિયોગ ના જે
દૃગ ઝટકે થતી ખિન્ન જે અતિશે
કેયમ કેરી જીવશે રસાળશાખા
ચિર વિરહે અવલોકી પુષ્પિતાગ્રા. ૪

હે કૃષ્ણચંદ્રજી! આપના અંગસ્પર્શ આપવાને લીધે દુઃખી થતી તે રાધા કે જેણે પહેલાં તમારો એક ક્ષણનો વિયોગ પણ નથી સહ્યો, તે હવે આંબાને મંજરિઓ ફૂટેલી જોતાં આટલા લાંબા કાળના વિયોગમાં શી રીતે જીવશે? —૪

वृष्टिव्याकुलगोकुलावन रसादुद्धृत्य गोवर्धनम्
बिभ्रद्वल्लवसुन्दरीभिरधिकानन्दाच्चिरं चुम्बितः ।
दर्पेणैव तदर्पिताधर तटी सिन्दूरमुद्राङ्कितो
बाहुर्गोपतनोस्तनोतुभवतां श्रेयांसि कंसद्विषः ॥ ५ ॥

શાર્દૂલવિક્રીડિત.

મેહે ગોકુલ ભીમથી વિકળ જે ઉઠાવી ગોવર્ધન
ધારે, ચુંબિત ગાઢ ગોપવધૂથી આનંદથી જે ચિરં
ને મુદ્રાંકિત ગર્વથી અધરના પાતેય સિન્દૂર શો
બાહુ મંગળ તે તમારૂં કરજો ગોપાલ-કંસારિનો ૫

અતિવૃષ્ટિને લીધે વ્યાકુલ ગોકુલમાંની ભૂમિઆથી ઉઠાવીને લાંબા સમય સુધી ગોવર્ધન પર્વત ધારણ કરતો, અને વ્રજસુંદરીઓએ અત્યાનંદિત થઈ સગર્વ જેને ચૂમી લીધો છે. તેવો, તથા ગોપાંગનાઓના અધરોના રાતા રંગથી જે સિન્દૂરીઓ થયેલો છે તે ગોપવેશધારી ભગવાન કંસારિનો બાહુ તમારૂં મંગલ કરો

इतिश्री कविराज श्रीजयदेवकृते गीतगोविन्देमहाकाव्ये
स्निग्धमाधवो नाम चतुर्थ सर्गः ॥

આમ કવિરાજ શ્રીજયદેવ રચિત ગીતગોવિન્દ નામના મહાકાવ્યનો "સ્નિગ્ધ માધવ" નામનો ચોથો સર્ગ સમાપ્ત થયો

# पञ्चमः सर्गः सर्ग पांचमो

※

अहमिह निवसामि याहि राधा-
मनुनय मद्वचनेन चानयेथाः ।
इति मधुरिपुणा सखी नियुक्ता
स्वयमिदमेत्य पुनर्जगाद राधाम् ॥१॥

पुष्पिताग्रा

"અહીં હું છું સખિ! આ જ રાધિકાને
મમ વચને તું મનાવી લાવ" એવું
કહી મધુરિપુએ જ મોકલેલી
સખી વિનવે જઈ ફેર આમ તેને ૧

હું આ કુંજમાં જ છું, તું મારા સંદેશાથી રાધાજીને શાતા આપ, અને મારી પાસે લઈ આવ શ્રીકૃષ્ણે આવું કહીને મોકલેની સખીએ રાધાજી પાસે જાતે જઈને ફરીથી પાછું આ પ્રમાણે કહ્યું —૧

## સર્ગ ૫ પ્રબંધ ૧૦

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ "વસંતતિલકા" માં અને છેલ્લા પદનો ભાવાનુવાદ અનુષ્ટુપ્ છંદમાં છે

वहति मलयसमीरे मदनमुपनिधाय ।
स्फुटति कुसुमनिकरे विरहिहृदयदलनाय ॥
तव विरहे वनमाली सखि सीदति ॥ध्रु।२॥

વાતાં સમીર મલયાચલનો અનંગ
સાથે, થતાં કુસુમગુચ્છ તણો વિકાસ
દારંત હા! હૃદયને વિરહીજનોનાં
તારા સખી! વિરહમાં વનમાળી ઝૂરે ૧

હે રાધાજી! જ્યારે કામદેવની સહાય સાથે મલયાચલનો પવન વાય છે, અને વિરહીજનોનાં હૃદયને ફાડી નાખવા માટે પુષ્પોના ગુચ્છ ખીલી ઊઠે છે ત્યારે તારા વિરહમાં વનમાલી દુઃખી દુઃખી થઈ જાય છે—૧

दहति शिशिरमयूखे मरणमनुकरोति
पतति मदन विशिखे विलपति विकलतरोऽति ॥ ..तव विरहे

શીળાં મયૂખથી થતાં અતિદાહ, ભાસે
તે મોતપીડ સહતા; છૂટતાં મનોજ
બાણો થઇ વિકળ તે અતિશે રડે છે
તારા સખી વિરહમાં વનમાળી ઝૂરે ૨

હે રાધાજી! જ્યારે ઠંડીનાં કાન્તિ મોજાં દુઃખદાયી થઈ પડે છે ત્યારે તે જાણે સાક્ષાત્ મૃત્યુની જ વેદના સહેતા લાગે છે; અને કામદેવનાં બાણ છૂટતાં તો તે વધુને વધુ વ્યાકુળ થઈને રડે છે હે સખી! તારા વિરહમાં વનમાળી દુઃખી દુઃખી થઈ જાય છે.—૨

ध्वनति मधुपसमूहे श्रवणमपि दधाति ।
मनसिवलितविरहे निशिनिशिरुज मुपयाति ॥..तव विरहे..३

ગુંજારવો ભ્રમરયૂથતણા થતાં તે
ઢાંકે કરે શ્રવણ, મેહ તણા વિચારો
હા! આવતાં પ્રતિનિશીથ ઉરે દુભાયે
તારા સખી વિરહમાં વનમાળી ઝૂરે. ૩

હે રાધે! જ્યારે ભમરાઓનાં ટોળાં ગુંજારવ કરી મૂકે છે ત્યારે તે પોતાના બને કાનને ઢાંકી દે છે, અને જ્યારે તારો વિરહથી તેમનું મન વ્યથિત થઈ જાય છે ત્યારે રાતોની રાતો બેચેનીમાં પસાર કરે છે હે સખા! તારા વિરહમાં વનમાળી દુઃખી દુઃખી થઈ જાય છે—૩

वसति विपिन विताने त्यजति ललितमपि धाम।
लुठति धरणिशयने बहु विलपति तव नाम ॥ तव विरहे....४

રાધે ત્યજી ઘર સુશોભિત સેવતા તે
ગાઢા વિશાળ વનને; ધરણી પરે તે
આળોટતા વિલપતાં લઈ નામ તારૂં
તારા સખી વિરહમાં વનમાળી ઝૂરે.. ૪

હે રાધિકે! તે કૃષ્ણચંદ્ર પોતાનું સુંદર મઝાનું ઘર હોવા છતાં પણ તેને છોડીને તારા વિયોગમાં ગાઢ જંગલને સેવે છે; અને જમીન ઉપર આળોટતા તારા જ નામની માળા જપ્યા કરે છે. હે સખા તારા વિરહમાં વનમાળી દુઃખીદુઃખી થઈ જાય છે.—૪

रणति पिकसमुदाये प्रतिदिश मनुयाति।
हसति मनुजनिचये निजविरहमपलपति नेति ॥..तव विरहे..५

ને કોકિલાગણ તણા રવને જ તારો
માની દિશે દિશ ભમે રવ, લોકહાસ્ય
જોતા "મને વિરહ ના" કહી ગોપતા તે
તારા સખી વિરહમા વનમાળી ઝૂરે   ૫

હે રાધા! કોકિલાઓના કેકારવ થતા, તેને તારો અવાજ માનીને તે ચારે દિશાઓમા ઘૂમી વળે છે પણ માનવોના ટોળાને હસતા જોઇ પોતાને જાણે વિરહ થયો જ નથી તેમ પોતાની ખરી સ્થિતિને છૂપાવે છે હે સખી તારા વિરહમા વનમાળી દુઃખાદુઃખા થઈ જાય છે —૫

स्फुरति कलरवरावे स्मरति भणितमेव ।
तवरति सुखविभवे बहु गणयति सुगुणमतीव ॥ तव विरहे .६

થાતા અયિ શકુનના રવ, યાદ લાવે
તારી ગિરા; ફરીફરી સુખ વૈભવોને
માણેલ સાથ તવ તે ઘણુયે ગણે છે
તારા સખી વિરહમાં વનમાળી ઝૂરે   ૬

હે રાધાજી! તે શ્રી કૃષ્ણચંદ્રજી પક્ષીનો મધુર રવ થતાં, તારા મધુર અવાજનું સ્મરણ કરે છે, અને તારી સાથે માણેલો પ્રેમવૈભવ યાદ કરે છે, ત્યારે ઘણુ ભારે સુખ છે એમ માની તે સુખને વાર વાર ગણ્યા કરે છે. હે સખી! તારા વિરહમા વનમાળી દુ:ખાદુ:ખા થઇ જાય છે. —૬

त्वदभिधशुभदमासं वदति नरि शृणोति ।
तमपि जपति सरसं परयुवतिषु न रतिमुपैति ॥ तव विरहे..७

નામાર્થનું વદત કો શુભ માસ નામ
તે સાંભળી મનુજને તવ હા ! જપે છે
પ્રેમે, ન રાગ કરતા પરનાર શું તે
તારા સખી વિરહમાં વનમાળી ઝૂરે ૭

હે રાધે! તે શ્રી કૃષ્ણચંદ્રજી તારા શુભકારી નામવાળા માસનું **(राधा =** વૈશાખ) જ્યારે કોઇ માણસ ઉચ્ચારણ કરે છે ત્યારે ઘણા પ્રેમથી તેને સાંભળે છે અને અતિશય પ્રેમપૂર્વક તેનું રટન કર્યા કરે છે અને તારા સિવાય બીજી કોઈ સ્ત્રીઓમાં તો તેમનુ ચિત્ત ચોંટતુ જ નથી હે સખા! તારા વિરહમાં વનમાળી દુખાદુઃખી થઈ જાય છે.—૭

भणति कविजयदेव इति विरहविलसितेन।
मनसि रभसविभवे हरिरुदयतु सुकृतेन॥ तव विरहे....८

જયદેવ તણા ચિત્તે આનંદી પ્રકટો હરિ
ગાતા વિયોગનું ગીત પુણ્ય કેરા પ્રભાવથી. ૮

શ્રી કૃષ્ણચંદ્રજીના વિરહવિલાસનાં આ પ્રકારનાં ગીત ગાતા ગાતા જયદેવ કવિના રસાનંદ યુક્ત હૃદયમાં પુણ્યના પ્રભાવે ફરી હરિપ્રકટ થાવ.—૮

इतिश्री गीतगोविन्दे दशमः प्रबन्धः

આમ ગીત ગોવિન્દના પાંચમા સર્ગમાં દશમો પ્રબંધ સમાપ્ત થયો

पूर्वं यत्र समं त्वया रतिपते रासादिताः सिद्धयः
तस्मिन्नेव निकुञ्जमन्मथमहातीर्थे पुनर्माधवः ।
ध्यायंस्त्वामनिशं जपन्नपि तवैवालापमन्त्रावलिम्
भूयस्त्वत्कुचकुम्भनिर्भरपरीरम्भामृतं वाञ्छति ॥१॥

### શાર્દૂલવિક્રીડિત

પે'લા જ્યાં તવ સાથ મન્મથતણી સહુ સિદ્ધિઓ આપતી
કુંજે માધવ તે મહાતીરથ શા કંદર્પના ફેરથી
તારૂં ધ્યાન ધરંત જાપ જપતા તારી ગિરાના સદા
ઇચ્છે હે ! તવ કુંભ શા સ્તન તણા આશ્લેષ-અમૃતને ૧

હે રાધાજી ! પહેલાં જે કુંજમાં તારી સાથે શ્રી કૃષ્ણે શૃંગાર રસની સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, તે કામદેવના મહાતીર્થરૂપ કુંજમાં ફરીથી માધવજી તારૂં જ ધ્યાન ધરતા, અને રાત દિવસ તારાં વાક્યો રૂપી મંત્રોને જપતા જપતાં ફરીથી તારા સ્તન-કુંભના ગાઢ આલિંગનરૂપ અમૃતની ઇચ્છા રાખે છે—૧

## પાંચમા સર્ગમાં પ્રબંધ-૧૧.

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ શાર્દૂલવિક્રીડિતવૃત્ત- માં તથા આઠમા પદનો ભાવાનુવાદ અનુષ્ટુપવૃત્તમાં કરવામાં આવ્યો છે.

रतिसुखसारे गतमभिसारे मदनमनोहरवेषम् ॥
न कुरु नितम्बिनि गमनविलम्बनमनुसर तं हृदयेशम् ॥
धीरसमीरे यमुनातीरे वसति वने वनमाली ।
गोपीपीनपयोधरमर्दनचञ्चलकरयुगशाली ॥ध्रु॥ १

છે તે મન્મથરૂપ યોગ્ય રતિને સંકેતના સ્થાનમાં
મા વિલંબ કરો નિતમ્બિની! મળો પ્રાણેશને તે તમે
જેના ચંચળ હાથ ગોપવધૂના ઘાટા સ્તનો મર્દવા
તે બેઠા યમુના તીરે પવન જ્યાં લ્હેરે વને કૃષ્ણજી. ૧

જેમાં રતિસુખનો અતિશય આનંદ મળે છે તેવા અભિસાર (સંકેત સ્થાન)માં રહેલા અને કામદેવના જેવા રૂપાળા તે પ્રાણેશ્વરની પાસે ચાલ. જવામાં ઢીલ ના કર. હે નિતંબિની રાધે! જ્યાં પવનની લ્હેરો આવે છે એવા યમુના તીરે આવેલા વનમાં ગોપીઓના ઉન્નત સ્તનમર્દન માટે જેના હાથ તલપાપડ થઈ રહ્યા છે એવા વનમાળી રાહ જોઈ રહ્યા છે.—૧

नामसमेतंकृतसंकेतं वादयते मृदुवेणुम् ।
बहुमनुतेऽतनुतेतनुसंगतपवनचलितमपिरेणुम् ॥ धीर समीरे...२

રાધે! વેણુ બજાવતા, મધુર તે સંકેતથી નામ લૈ
સન્માને તવ દેહસ્પૃષ્ટ રજને વાયે ઊડેલી વળી..જેના ચંચળ ૨

હે શ્રી રાધે! તારા નામ સહિત સંકેતથી કોમળ સૂરોથી તે વાંસળી બજાવે છે અને તારા શરીરને સ્પર્શતા પવનથી ઊડતી રેતીનું પણ તે અધિક સન્માન કરે છે.—૨

पतति पतत्रे विचलतिपत्रे शंकितभवदुपयानम् ।
रचयति शयनं सचकितनयनं पश्यति तव पन्थानम् ॥ धीर समीरे..३

પંખીને ઊડતાં અને ખખડતાં પત્રો, તને આવતી
શંકી રાહ જુએ રચે શયનને સાશ્ચર્ય નેત્રે સખી!..જેના ચંચળ ૩

હે રાધે! પક્ષીઓના ઊડતાં અને ઝાડનાં પાન ખખડતાં, તારા આગમનની શંકાથી તારા આવવાના માર્ગ તરફ ચકિત નયને જોતાં જોતાં (ફૂલોની) શય્યા બિછાવે છે.—૩

मुखरमधीरं त्यजमञ्जीरं रिपुमिव केलिसुलोलम् ।
चल सखि कुञ्जं सतिमिरपुञ्जं शीलय नीलनिचोलम् ॥ धीर समीरे..४

કાઢી નૂપુર બાજનાં અધીર ને કેલીસમે લોલતાં
વૈરી શાં, ચલ નીલવસ્ત્ર ધરીને અંધારકુંજે સખી .જેના ચંચળ ૪

હે સખી રાધે! ક્રીડાકાળે દુશ્મનની ગરજ સારતાં આ રણઝણતાં ઝાંઝરાં કાઢી નાખ અને નીલાં વસ્ત્રો ધારણ કરી અંધારઘેરા કુંજમાં ચાલ.—૪

उरसि मुरारेरुपहितहारे घन इव तरलबलाके ।
तडिदिव पीते रतिविपरीते राजसि सुकृतविपाके ॥ धीर समीरे..५

દામિની સમ વાદળે નિહિત હે ગોરી ! બલાકાવલી
શોભો હારધરેલ કેશવ ઉરે પુણ્યે વિલાસે ઊંધા ...જેના ચંચળ ૫

હે ગોરી રાધિકે! કોઈ પુણ્યના પ્રાદુર્ભાવે કરીને તું વિપરીત રતિચેષ્ટાકાળે વાદળાંમાં ફરતી બગલીઓ જેવી હારમાળાથી શોભતા શ્રી કૃષ્ણના વક્ષઃસ્થળ ઉપર વિજળીની જેમ શોભી ઊઠીશ.—૫

विगलितवसनं परिहृतरशनं घटय जघनमपिधानम् ।
किसलयशयने पङ्कजनयने निधिमिव हर्षनिदानम् ॥ धीर समीरे..६

આરોપો રશનાહીણી જઘનને નિર્વસ્ત્ર ને નગ્ન હે !
પોઢંતા કમલાક્ષપે મૃદુદલે કંદર્પ-ભંડાર શી...જેના ચંચળ ૬

હે રાધે! કમળના પાનની પથારી પર શયન કરેલા કમળનયન શ્રીકૃષ્ણચંદ્રની ઉપર નિર્વસ્ત્ર અને રચનારહિત અને હર્ષના એકમાત્ર નિધિરૂપ તારી નગ્ન અંગોને આરોહણ કરાવ —૬

हरिरभिमानी रजनिरिदानी मियमपि याति विरामम् ।
कुरु ममवचनं सत्वररचनं पूरय मधुरिपु कामम् ॥ धीर समीरे .७

છે આ યામિની તેય હે ! વહી જશે ને કૃષ્ણ માની ઘણા
માનીને મમવેણ સત્વર પૂરો કમારિની કામના..જેના ચચળ ૭

હે રાધે! શ્રી કૃષ્ણચંદ્ર પણ અભિમાની છે, અને આ રાત છે તે પણ વીતી જવા આવી છે તો મારી વાત તરત માની જા અને મધુસૂદનની કામના પૂરી કર —૭

श्रीजयदेवे कृतहरिसेवे भणतिपरमरमणीयम् ।
प्रमुदितहृदयं हरिमतिसदयं नमतसुकृतकमनीयम् ॥ धीर समीरे..८

જયદેવ પરે ભક્ત ચારૂ ગાતા પ્રમોદથી
દયાળુ પ્રાપ્ત જે પુણ્યે વંદો તે હરિને બધા ....૮

હે ભક્તજનો ! શ્રી કૃષ્ણની જેણે સેવા કરી છે, અને હૃદયની પ્રસન્નતાપૂર્વક પરમ રમણીય આ ગીત જેણે ગાયુ છે તેવા શ્રી જયદેવ કવિ ઉપર જે દયાળુ અને પુણ્યસમાન રમણીય ભગવાન છે તેને તમે નમસ્કાર કરો.—૮

विकिरतिमुहुः श्वासानाशाः पुरोमुहुरीक्षते
प्रविशति मुहुःकुञ्जं गुञ्जन् मुहुःबहुताम्यति ।
रचयति मुहुः शय्यां पर्याकुलं मुहुरीक्षते
मदनकदन क्लान्तः कान्ते प्रियस्तव वर्तते ॥१॥

### શિખરિણી

નિસાસા નાખે ને ફરી ફરી જુએ ચોગમ વળી
પ્રવેશે તે કુંજે કંઈક લવતા, ને દુઃખી થતા,
રચે પાછી શય્યા નજરથી જુએ વ્યાકુલ વળી
દુઃખી રાધે! એમ પ્રિય મદનમારે તવ થતા. ૧

હે કોમલાંગી રાધે! તારો વ્હાલો શ્રી કૃષ્ણચંદ્ર વારંવાર નિસાસા નાખતો (તારી આવવાની) દિશાઓ તરફ વારંવાર જુએ છે, (અર્થાત્ વ્યાકુલ થઈને તે તું કઈ દિશાએથી આવીશ એ આશાએ ચોગમ જુએ છે, પણ ક્યાંય તને ન જોતાં) વારંવાર કુંજમાં પ્રવેશ કરે છે. (અને તું કેમ ન આવી? તને કોણે રોકી? અથવા કોના ભયથી ન આવી?) આમ વારંવાર વિચારતાં બેચેન થઈ જાય છે. (પણ વળી પાછા આવી શંકાઓ કરવી વૃથા છે, અવશ્ય તું આવશે જ એવા વિચારથી) વારંવાર શય્યા રચે છે, (અને પાછી તને ન જોતાં) અત્યંત વ્યાકુળતાથી તારી રાહ જોયા કરે છે, આમ હોવાથી ખાત્રી થાય છે કે તે કામદેવની પીડાથી ઘણો દુઃખી છે.—૧

त्वद्वाम्येन समं समग्रमधुना तिग्मांशुरस्तं गतो
गोविन्दस्यमनोरथेन च समं प्राप्तं तमः सान्द्रताम् ।
कोकानांकरुणस्वनेन सदृशी दीर्घा मदभ्यर्थना
तन्मुग्धेविफलं विलंबनमसौ रम्योभिसारक्षणः ॥२॥

### શાર્દૂલવિક્રીડિત.

તારાં વૅણુ સમાન ભાસ્કર પૂરો હાવાં અયિ! આથમ્યો
ને ગોવિન્દ મનોરથો સમ અયિ! અંધાર વ્યાપ્યો ઘણો
હું યે કાકલૂદી કરૂં ચકવીના સૂરો સમી રાંકડી
મૂર્ખી! રમ્યઘડી પિયુ મિલનની, કાં તું વિલંબે વૃથા ૨

હે મૂર્ખિણી રાધે! શોકને લીધે જેમ તારી વાચા બંધ થઈ ગઈ છે તેમ સૂર્ય પણ હવે અસ્ત થઈ ગયો છે, અને તને મેળવવા માટે ગોવિન્દજી જેમ મોટા મોટા મનોરથો સેવે છે તેમ અંધકાર પણ ગાઢોને ગાઢો થતો જાય છે, ચકવીઓના કરુણ રવની જેમ હું પણ તને મોહન પાસે જવા માટે ઘણી ઘણી કાકલૂદી કરી રહી છું, તો હવે વિલંબ કરવો ઠીક નથી કારણ કે આ અભિસારની વેળા ઘણી જ રમણીય છે —૨

आश्लेषादनुचुम्बनादनुनखोल्लेखादनुस्वान्तजात्
प्रोद्बोधादनुसंभ्रमादनुरतारम्भादनु प्रीतयोः ।
अन्यार्थं गतयोर्भ्रमान्मिलितयोः संभाषणैर्जानतोः
दम्पत्योर्निशि को न को न तमसि व्रीडाविमिश्रो रसः ॥

શાર્દૂલવિક્રીડિત.

કામે દંપતી કોક રાતની વિષે ભૂલા તમિસ્રે મળી
જતા અન્યની કાજ, ભાવણ થકી આલિંગીને ઓળખી
ચુંબે, ને નખચિહ્ન દે, મદનને ઉદ્બોધતાં, ને પછી
માણે સંગમ મોજ, શો રસ થતો શો ના વ્રીડાયુત કહો :

હે રાધે! પ્રથમ આલિંગનથી, ત્યાર બાદ ચુંબનથી, અને તે પછી નખછેદનથી અને છેવટે મનને મથી નાખતા મન્મથની જાગૃતિ થતા કેલીનો આરંભ થયા બાદ પરસ્પર પ્રસન્ન થયેલાં પરપુરુષ અને પરસ્ત્રીનાં સંયોગને માટે સંકેતસ્થાનમાં ગયેલાં અને ભ્રમથી અંધકારમાં આ મારો પતિ નથી વા આ મારી પત્ની નથી તેમ ફક્ત બોલી ઉપરથી જ ઓળખતાં જે જોડેલા છે તેમને રાત્રીના સમયે ક્યા ક્યા લજ્જા યુક્ત શૃંગાર રસનો લ્હાવો નહિ મળતો હોવો—૩

समयचकितं विन्यस्यन्तीं दृशं तिमिरे पथि
प्रतितरुमुहुः स्थित्वामन्दं पदानि वितन्वतीम् ।
कथमपिरहः प्राप्तां अङ्गैरनङ्गतरङ्गिभिः
सुमुखि सुभगःपश्यन् स त्वामुपैतुकृतार्थताम् ॥४॥

વસંતતિલકા

જોતી અયિ! ચકિત ને ભયગ્રસ્તનેત્રે
અંધાર મારગ વિષે, તરૂએ તરૂએ
થોભંતી, ને અતિ ધીમા ડગલા ભરંતી
લ્હેરે તને મદનની ધ્રૂજતી નિહાળી
એકાન્તમાં સુમુખિ! ભાગ્યવશે મળેલી
સૌભાગ્યશાળી હરિ થાવ કૃતાર્થ રાધે! ૪

હે સુંદર મુખવાળી શ્રી રાધે! અંધાર યુક્ત માર્ગમાં ભયથી ચકિત થઇને જોતી અને પ્રતિવૃક્ષની નીચે વારંવાર અટકી જઈ ધીમાં ધીમાં પગલાં માંડતી અને ભાગ્યવશાત્ કોઇ પણ રીતે કામદેવના તરંગોથી કંપતી એવી તને અંધારામાં મળેલી જોતાં ભાગ્યવાન શ્રી કૃષ્ણચંદ્રજી કૃતાર્થ થાવ, અર્થાત્ તું ચાલ અને તેમને કૃતાર્થ કર —૪

राधामुग्धमुखारविन्दमधुपस्त्रैलोक्यमौलिस्थली
नेपथ्योचितनीलरत्नमवनीभारावतारक्षमः ।
स्वच्छन्दंव्रजसुन्दरिजनमनस्तोषप्रदोषश्चिरम्
कंसध्वमनधूमकेतुरवतु त्वां देवकीनन्दनः ॥५॥

# षष्ठः सर्गः  છઠ્ઠો સર્ગ



## द्वादशः प्रबन्धः  પ્રબંધ ૧૨ મો

अथ तां गन्तुमशक्तां चिरमनुरक्तां लतागृहे दृष्ट्वा ।
तच्चरितं गोविन्दे मनसिज मन्दे सखी प्राह ॥१॥

અનુષ્ટુપ.

અશક્ત રાગિણીને તે જવા, કુંજે જ જોઇને
વર્ણવે હરિને કામી સખી તેની દશા હવે   ૧

(માધવને મળવા માટે આટઆટલું કહેવા છતાંય), જે ગોવિન્દ પ્રત્યે ઘણા વખતથી અનુરાગી છતાં હવે જ્યારે ચાલવાને અસમર્થ તે રાધાને લતાગૃહમાં જ જોઈ ત્યારે રાધાજીની સખી કામદેવથી પીડિત શ્રી કૃષ્ણચંદ્રજીને રાધાજીની પરિસ્થિતિ સમજાવે છે.—૧

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ વસંતતિલકાવૃત્તમાં અને આઠમા પદનો ભાવાનુવાદ અનુષ્ટુપવૃત્તમાં કરવામાં આવ્યો છે.

पश्यति दिशिदिशि रहसि भवन्तम् ।
तदधरमधुरमधूनि पिबन्तम् ॥
नाथहरेजयनाथहरे सीदति राधावासगृहे ॥ ध्रु ॥ १

એકાન્તમાં અધર શાં મધુપાન મિષ્ટ
તેના, જુએ પિબત ચોગમ આપને તે
રાધા સીઝે જય હરે જયનાથ કુંજે.   ૧

હે નાથ! હે હરે! તમારો જય હો! તે રાધા વાસગૃહ (સંકેતસ્થાન)માં તમારા મિલન માટે ઝૂરે છે, અને અધરસમાન મિષ્ટ મધુપાનને પીતા એવા તમારી આવવાની રાહ જોતી એકાન્તમાં રહીને ચારે દિશાઓમાં જોયા કરે છે—૧

नन्वेवंचेत्तर्हि किमितिनागतेत्यत आह—

ખરેખર આમજ છે તો તે કેમ ન આવી? તો કહે છે—

त्वदभिसरणरभसेन वलन्ती ।
पतति पदानि कियन्ति चलन्ती ॥ नाथ हरे.. २

વેગે જવા તવ મિલાપની કાજ થોડાં
તે માંડતા લથડતી ડગ કિન્તુ વીલી
રાધા સીઝે જય હરે જયનાથ કુંજે. ૨

હે કૃષ્ણચન્દ્ર! તમારા અભિસરણ (સંકેતસ્થાન)માં વેગથી જવાનો પ્રયત્ન કરે છે, પણ થોડાક ડગલાં માંડતા તે બિચારી ગબડી પડે છે અર્થાત્ તમારા વિરહથી તે ચાલવા માટે પણ અશક્ત થઇ ગઇ છે.—૨

कष्टमेव खेदसक्ता तर्हि कथंजीवतीत्याह-

તે આટલી બધી અશક્ત બની ગઈ છે તે દુઃખની વાત છે, તો પછી તે શા આધારે જીવી રહી છે? તો કહે છે—

विहितविशद बिसकिसलयवलया ।
जीवति परमिह तव रतिकलया ॥ नाथहरे . ३

ફૂલાં ધરી બિસ તણાં કરકંકણોને
તે જીવતી રતિ તણી તવ લાલસાએ
રાધા સીઝે જયહરે જય નાથ કુંજે ૩

નિર્મલ બિસનાં અંકુરોનાં કંકણ ધારણ કરેલી તે રાધિકા કેવળ તમારી સાથે ભોગવિલાસ કરવા માટેજ જીવી રહી છે અર્થાત્ તમેજ ફક્ત તેના જીવનના હેતુરૂપ છો ૩

मुहुरवलोकित मण्डनलीला ।
मधुरिपुरहमिति भावनशीला ॥ नाथहरे...४

આભૂષણો તવ સમાન ધરી લીલામાં
કલ્પંતી હું હરઘડી કહી "કૃષ્ણ" એમ
રાધા સીઝે જય હરે જય નાથ કુંજે ૪

(લીલામાં શ્રી કૃષ્ણચંદ્ર જેવાં આભૂષણો ધારણ કરતા તેવાં, આભૂષણોને ધારણ કરીને વારંવાર પોતાનાજ તરફ જોતી અને હુંજ શ્રીકૃષ્ણ છું એવી ભાવનામાં જ તે રત છે. અર્થાત્ તે તમારા મયજ બની ગઇ છે. ૪

त्वरितमुपैति न कथ मभिसारम् ।
हरिरितिवदति सखीमनुवारम् ॥ नाथहरे...५

સંકેત સ્થાનની વિષે હરિ કેમ જેહેલા
ના'વ્યા? ફરી ફરી વદી સખી સાથ એમ
રાધા સીઝે જય હરે જય નાથ કુંજે. ૫

હરિ સંકેતસ્થાનમાં જલદીથી કેમ નથી આવતા ? એમ તે વારંવાર સખીને પૂછે છે—૫

श्लिष्यति चुम्बति जलधरकल्पम् ।
हरिरुपगत इति तिमिरमनल्पम् ॥ नाथहरे.. ६

"આવ્યા હરિ" તિમિરને ઘનવાદળાં શા
હા ! એમ એ લહી ચૂમે વળી બાથ ભીડે
રાધા સીઝે જય હરે જયનાથ કુંજે ૬

તે બિચારી રાધા "હરિ આવ્યા" એમ માનીને ઘાટાં વાદળો જેવા અંધકારને આલિંગન આપે છે અને ચુંબન કરે છે, અર્થાત્ સ્નિગ્ધ અને નીલ અંધકારને પણ મોહ વશ થઈ તે શ્રી કૃષ્ણચંદ્ર છે એમ માને છે.—૬

भवति विलंबिनि विगलितलज्जा ।
विलपति रोदिति वासकसज्जा ॥ नाथहरे...७

થાતા વિલંબ તવ કુંજ બધી ઠઠારી
લજ્જા બધી તજી, વિલાપ કરે રડે ને
રાધા સીઝે જય હરે જય નાથ કુંજે ૭

તમે જેટલો સમય આવવામાં વિલંબ કરો છો તેટલો સમય તે પોતાની કુંજને સરસ રીતે શણગારવામાં ગાળે છે, પણ પછી લાજમર્યાદા છોડી દઈને વિલાપ કરે છે-આક્રંદ કરે છે—૭

श्रीजयदेव कवेरिदमुदितम् ।
रसिकजनं तनुतां मतिमुदितम् ॥ नाथहरे....८

જયદેવ કવિશ્રીએ રચેલું રસગીત આ
થજો આમોદ દેનારૂં જનોને રસલોલુપ ૮

શ્રી જયદેવ કવિએ ગાયેલું આ ગીત રસિકજનોને અત્યંત આનંદદાયી થાવ —૮

विपुलपुलकपालिः स्फीतसीत्कारमंतर् ।
जनितजडिमकाकुव्याकुलंव्याहरंती ॥
तव कितव विधाया मंदकन्दर्पचिन्ताम्
रसजलनिधिमग्ना ध्यानलग्ना मृगाक्षी ॥ १

### માલિની

મદન રટન હૈયે ધારીને ધ્યાનલગ્ના
તવ ઠગ ! મૃગનેની હા ! હવે આર્ત શી તે
પુલકિત અતિશે થૈ, સૂસવે, સ્થાણું રૂપા
બની વિકળ ડૂબે તે સ્નેહસિન્ધુ વિષે હે ! ૧

હે ધૂર્ત શ્રી કૃષ્ણ ! અત્યંત રોમાંચિત, મૂઢ જેવી થયેલી, વ્યાકુળતા પૂર્વક સીત્કાર શબ્દયુક્ત કાકલૂદી કરતી અને તમારૂંજ કેવળ ધ્યાન ધરતી તે મૃગાક્ષી રાધા કામોત્તેજનાને લઈ શૃંગાર-રસમાં ડૂબી ગઈ છે.—૧

अंगेष्वाभरणंकरोति बहुशः पत्रेऽपिसंचारिणि
प्राप्तं त्वां परिशंकते वितनुते शय्यां चिरं ध्यायति ।
इत्याकल्पविकल्पतल्परचनासंकल्पलीलाशत
व्यासक्तापि विना त्वया वरतनु र्नैषा निशां नेष्यति ॥२॥

### શાર્દૂલવિક્રીડિત.

માની આપ પધારિયા ખખડનાં પત્રો, સજે રાગિણી
અંગે આભરણો, રચે શયન ને, ધ્યાવેજ જે આપને
સો સો આમ લીલા તણા ઘટ વિષે શય્યા પરે જે ઘડે
સંકલ્પો; નવ કાઢશે તમ વિના તે સુંદરી રાત આ ૨

હે શ્રી કૃષ્ણ! તે સુંદરાંગી રાધા બહુ બહુ રીતે પોતાનાં અંગોને શણગારે છે, એકાદ પાંદડું યે હાલતાંમાં તો તે તમેજ આવનાં લાગો છો એમ માની ફૂલોની સેંજ બિછાવવા મંડી પડે છે અને તમારૂંજ ધ્યાન ધર્યા કરે છે; તેમજ શય્યા ઉપર પડી પડી મને કૃષ્ણનો સંગ થશે ત્યારે આમ કરીશ ને તેમ કરીશ એવા એવા મેંકડો તર્કવિતર્કરૂપ લીલા કરતી હોવા છતાંય મને લાગે છે કે તમારા સિવાય તે બાપડી રાત નહિ કાઢી શકે। અર્થાત્ જો તમે જલદી નહિ આવો તો સૂર્યોદય થનામાં તો તે મરીજ જશે.—૨

किं विश्राम्यसि कृष्णभोगिभवनेभाण्डीरभूमिरुही
भ्रातर्यासि नऽदृष्टिगोचरमितः सानन्दनन्दास्पदम् ।
राधाया वचनं तदध्वगमुखान्नन्दांतिके गोपतो
गोविन्दस्य जयन्ति सायमतिथिप्राशस्त्यगर्भागिरः ॥३॥

### શાર્દૂલવિક્રીડિત

રૂડે ભોગી અહીં કૃષ્ણ ભાણ્ડીર તળે, શેં વિશ્રમે, જા મ્હણે
દેખાતા રમણીય નંદજી તણા આવાસમાં ભાઈ હે!
આવાં વેણુ સમીપ નંદ કહના રાધા તણાં પાન્થના
પ્રાશસ્ત્યે ગૂઢ સાંજરે છુપવતા વાણી જીતો કૃષ્ણની. ૩

હે ભાઈ વટેમાર્ગુ ! અહીં ભાણ્ડીર વૃક્ષની કૃષ્ણસર્પના (ભોગી શ્રી કૃષ્ણના) સ્થાનમા શા માટે આશરો લેવા આવ્યો છે ? અહીંથી જો પહેલે પેલું બધી સવલતો યુક્ત નન્દજીનું ઘર દેખાય છે ત્યાં સુખ પૂર્વક જા. પથિકના મુખથી નીકળેલા રાધાજીએ ઉપર મુજબ કહેલાં સાંકેતિક વચનોને નન્દગવથી છુપાવના સન્ધ્યાકાળે અતિથિની "ભાઈ ભલે આવ્યા-ભલે આવ્યા" એમ પ્રગલ્ભ રૂપમાં ફેરવાતાં ગોવિન્દનાં વચનોનો જય હો ૩. નોંધ (રાધાકૃષ્ણનું મિલનસ્થાન "ભાણ્ડીરવટ." જો વટેમાર્ગુ આજની રાત અહીંજ પડાવ નાખી દે તો મિલન અશક્ય બની જાય, માટે રાધાએ વટેમાર્ગુની ફેસ કાઢના "ભોગી કૃષ્ણ" શબ્દ વાપરી એક બાજુ વટેમાર્ગુને ડરાવ્યો ને બીજી બાજુ વટેમાર્ગુને નન્દજીનુ ઘર બતાવી આ સ્થાન "ભોગીકૃષ્ણ" નુ અર્થાત્ ભોગ ભોગવવાવાળા 'કૃષ્ણ' નુ છે તે વાત જો શ્રીકૃષ્ણ વિસરી ગયા હોય અર્થાત્ કે આજે અભિસારના આ સ્થાને કૃષ્ણે આવવાનું છે એ વાત તે ભૂલી ગયા હોય તો નંદજીને ઘેર મોકલી વટેમાર્ગુ દ્વારા રાધાએ શ્રીકૃષ્ણને મિલનની યાદ દેવડાવી, શ્રીકૃષ્ણે પણ પોતાની રાધા સાથેના મિલનની વાત શ્રી નન્દજી ન જાણી જાય માટે તુરતજ "ભલે ભલે" કરીને વાત પર પડદો પાડી દીધો.)—૩

**इति श्री कविराज श्री जयदेवकृत गीतगोविन्दे महाकाव्ये वासकसज्जावर्णनेसोत्कंठवैकुंठो नाम षष्ठःसर्गः ॥**

આમ શ્રી કવિરાજ જયદેવ વિરચિત ગીતગોવિન્દ નામના મહાકાવ્યમાં વાસકસજ્જા વર્ણનમાં સોત્કંઠવૈકુંઠ નામનો છઠ્ઠો સર્ગ સમાપ્ત થયો.

# सप्तमः सर्गः સાતમો સર્ગ



अत्रान्तरे च कुलटाकुलवर्त्मपात
संजात पातक इव स्फुटलांछनश्रीः ।
वृन्दावनान्तरमदीपयदंशुजालैः
दिक्सुन्दरीवदनचन्दनबिन्दुरिन्दुः ॥१॥

વસંતતિલકા

દિક્સુન્દરી વદનચંદન-આડ જેવો
એવે અરે ! પથ વિધુ કુલટાજનોનો
રોક્યે કલંકિત શું લાંછન યુક્ત જાણે
વૃન્દાવનાન્તર ભૂમિ મયૂખે ઉજાળે. ૧

એવા સમયે વૃન્દાવનની ચારે દિશાઓ રૂપી સુંદરીના કપાળમાં જાણે ચંદનની આડ કરી હોય તેવો ચંદ્રમા કુલટાસ્ત્રીઓના અભિસરણના માર્ગમાં આડો આવવાને લીધે જાણે લાંછિત-કલંકિત થયેલો હોય તેમ પ્રકાશિત થવા લાગ્યો. ૧

प्रसरतिशशधरबिम्बे विहितविलंबे च माधवेमधुरा।
विरचित विविध विलापं सा परितापं चकारोच्चैः ॥२॥

ગીતિ

ફેલાતાં વિધુ કિરણો રાધા હરિનો થતાં વિલંબ રડે
અતિ પરિતપ્ત થઈને વિવિધ રીતે અરે ઊંચા સાદે. ૨

ચંદ્રમા તો પ્રકાશિત થવા માંડયો તોય શ્રી કૃષ્ણચંદ્રજીને (નિયતસ્થળે) આવવામાં વિલંબ થયો હોવાથી વિવિધ રીતે વિલાપ કરતી તે મધુરી રાધા ઘણીજ દુઃખી થવા લાગી, ૨

## સર્ગ ૭ પ્રબંધ ૧૩

આ પ્રબંધનાં બધાંજ પદનો ભાવાનુવાદ વસંતતિલકા વૃત્તમાં કરવામાં આવ્યો છે

कथितसमयेऽपि हरि रहह न ययौ वनं ।
मम विफलमेतत् दुरूप अपि यौवनम् ॥ १
यामि हे कमिहशरणं सखीजनवचनवंचिता ॥ध्रु०॥

ના'વ્યા હરિ સમય ઉક્ત ગયો વને ને
રે! ભોગયોગ્ય મમ યૌવન તો વૃથા હ્યાં
કોને જઉં શરણ? વંચિત આલિવેણે ૧

આ નિર્જન વનમાં હું કોને શરણે જઉં? નક્કી કરેલા સમય પ્રમાણે શ્રી કૃષ્ણચંદ્રજી તો આવ્યા નહિ, અને તેમના સમાગમને યોગ્ય આ મારૂં રૂપ પણ નકામું ગયું. અરેરે! હું સખીનાં વચનોથી છેતરાઈ ગઈ. ૧

यदनुगमनाय निशि गहनमपिशीलितम् ।
तेन ममहृदय मिदमसमशरकीलितम् ॥ यामि हे...२

જેને પ્રસન્ન કરવા (વન) ઘોર સેવ્યું
રાતે, સ્મરેષુથી વીંધ્યું મમચિત્ત તેણે
કોને જઉં શરણ? વંચિત આલિવેણે. ૨

જે થી કૃષ્ણચંદ્રને રતિક્રીડાથી પ્રસન્ન કરવા માટે (અંધારી) રાતે પણ મેં ઘોર વનનો આશરો લીધો તે થી કૃષ્ણચંદ્રેજ કામ-બાણથી મારા આ હૃદયને વીંધી નાખ્યું, અરેરે! હું સખીનાં વચનોથી છેતરાઈ ગઈ. ૨

मम मरणमेव वरमतिवितथकेतना ।
किमिति विषहामि विरहानलमचेतना ॥ यामि हे...३

હું કેમ આ સહી શકું વિરહાગ્નિ ? ઈષ્ટ
છે મોત હા! મમ વૃથા જડ કાય જ્હેતાં
કોને જઉં શરણ ? વંચિત આલિવેણે ૩

જડવત્ અને નકામી જેવી બની ગયેલી હું હવે આ વિરહાગ્નિને શી રીતે સહીશ ? તેના કરતાં તો મરવું એજ બહેતર છે. અરેરે! હું સખીનાં વચનોથી છેતરાઈ ગઈ.—૩

मामहह विधुरयति मधुरमधुयामिनी ।
कापि हरि मनुभवति कृतसुकृतकामिनी ॥ यामि हे...४

રે! હા! મને મધુનિશા કરતી અનાથ
સેવે સુભાગિની રસા હરિને જઈ કો
કોને જઉં શરણ ? વંચિત આલિવેણે. ૪

અ રે રે! આ વસંતની મનોહર રાતે કોઈ બડભાગી ગોપી શ્રી કૃષ્ણચન્દ્ર સાથે ભોગ ભોગવતી હશે, પણ મારે માટે તો આ રાત વિરહની જ બની રહી. અ રે રે! હું સખીનાં વચનોથી છેતરાઈ ગઈ.—૪

अहह कलयामि वलयादिमणिभूषणम् ।
हरिविरहदहनवहनेन बहुदूषणम् ॥ यामि हे . ५

સ્હેતા હરિ વિરહતાપજ દૂષણો શા
રે! કંકણાદિ મણિ ભૂષણને કહું હું
કોને જઉં શરણ? વંચિત આલિવેણે. ૫

અરે રે! શ્રી હરિનો વિરહ થતાં હવે મણિજડિત કંકણ વગેરે ભૂષણો દૂષણ રૂપ થઈ ગયા છે, એવું મને લાગે છે. અરેરે! હું સખીના વચનોથી છેતરાઈ ગઈ—૫

कुसुमसुकुमारतनुशरलीलया ।
स्रगपि हृदि हन्ति मामतिविषमशीलया ॥ यामि हे . ६

હૈયે મને કુસુમકોમળીશી ય માળા
ભોકાય થૈ વિષમ હા! સ્મરબાણરૂપે
કોને જઉં શરણ? વંચિત આલિવેણે ૬

કામદેવના અસહ્ય બાણોની લીલારૂપ આ ફૂલોની માળા પણ ફૂલ જેવી કોમળાંગી એવી મારા હૃદયમાં બાણોની જેમ ભોંકાય છે. અરે રે! હું સખીના વચનોથી છેતરાઈ ગઈ. ૬

अहमिह निवसामि न गणितवनवेतसा ।
स्मरति मधुसूदनो मामपि न चेतसा ॥ यामि हे .७

કાંઈ વિસાત ન ગણી વનવેતનોની
આહીં વસું, મનથીયે ન મને સ્મરે તે
કોને જઉં શરણ? વંચિત આલિવેણે.

આ ગાઢ વેતસવનની પણ પરવા કર્યા વગર હું અહીં રહું છું, અને મધુસૂદન તો મારું મનથી પણ સ્મરણ કરતા નહિ હોય! અરે રે હું સખીનાં વચનોથી છેતરાઈ ગઈ.

हरिचरणशरण जयदेवकवि भारती ।
वसतु हृदि युवतिरिव कोमलकलावती ॥ यामि हे ..८

શ્રી પાદ ઓથ જયદેવતણી ગિરા રૂડી
હૈયે રમી યુવતિરમ્ય કલાવતી શી. ૮

પ્રેમીના દિલમાં કોઈ પ્રેમિકા વસી જાય તેમ, હરિના ચરણ એજ જેનું શરણ છે તેવા શ્રી જયદેવ કવિની કોમલ કોમલ પદોયુક્ત આ કવિતા ભક્તોના હૃદયમાં વાસ કરો—૮

इति श्री गीतगोविन्दे त्रयोदशः प्रबन्धः

આમ શ્રીગીતગોવિન્દના સાતમા સર્ગમાં તેરમો પ્રબંધ સમાપ્ત થયો.

तत्किं कामपिकामिनी ममिसृतः किं वा कलाकेलिभिः
बद्धो बन्धुभि रंधकारिणि वनोपान्ते किमुभ्राम्यति ।
कान्तः क्लान्तमना मनागपि पथि प्रस्थातुमेवाक्षमः
संकेतीकृत मंजुवंजुललताकुंजेऽपि यन्नागतः ॥१५

શાર્દૂલવિક્રીડિત

કે એ કામિની કોક પાસ શું ગયા ? કે શું સખા સાથ એ
વાતે તો ચઢિયા, વને તિમિરમાં ભૂલા પડયા શું હશે ?
ઢીલા પાદ થયા હશે ઊપડતાં બેચેન થૈ વાટમાં
ના'વ્યા વાલમ કેમ વેતસ તણા સંકેત કુંજે રૂડા ? ૧

શ્રી કૃષ્ણચંદ્ર સંકેત મુજબ જો મનોહર વંજુલ લતાકુંજમાં ન આવ્યા તો શું કોઈ અન્ય કામિની પાસે તો નહિ ગયા હોય? કે પછી મિત્રોએ રમત-ગમત વાતો વગેરેમાં તો નહિ રોકી રાખ્યા હોય? કે પછી આવા ગાઢા અંધકારમાં વનમાં (માર્ગ ભૂલીને) અટવાયા તો નહિ ફરતા હોય? કે પછી (મારા મેળાપ માટે) આકુળવ્યાકુળ થતાં (પગ ઢીલા થવાથી) માર્ગમાં ચાલવા માટે પણ અસમર્થ તો નહિ રહ્યા હોય? ૧

> अथागतां माधव मन्तरेण
> सखीमियं वीक्ष्य विषादमूकाम् ।
> विशंकमाना रमितं कयापि
> जनार्दनं दृष्टवदेतदाह ॥२॥

ઉપેન્દ્રવજ્રા

> નિહાળી આવેલ વિમૂઢ શોક
> સતર્કનેને સખીને હરિના
> વિના, શું જોતી હરિ કોક સંગે
> રમંત, રાધા વદી આમ શંકી ૨

એટલામાં તો માધવને લીધા વિનાજ આવેલી વિષાદયુક્ત સખીને જોઈને "શ્રી કૃષ્ણજી નક્કી કોઈ બીજી સાથે રમનાજ હોવા જોઈએ" તેવી શંકા કરતી જાણે સામેજ શ્રીકૃષ્ણને અન્ય કામિની સાથે ક્રીડા કરતા દેખતા હોય તેમ રાધા બોલી.—૨

## સર્ગ ૭ પ્રબંધ ૧૪

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ દ્રુતવિલંબિત વૃત્તમાં અને આઠમા પદનો ભાવાનુવાદ અનુષ્ટુપવૃત્તમાં કરવામાં આવ્યો છે.

स्मरसमरोचित विरचितवेशा ।
गलितकुसुमदल विलुलितकेशा ॥
कापि चपला मधुरिपुणा विलसति युवतिरधिकगुणा ॥ध्रु.॥ १

મદન-આહવ યોગ્ય ધરી ભૂષા
કુસુમ પાંદડી શાં શર ફેંકતી,
અલકથી ચપલાય વીંખાયલા
રમતી કો સગુણા હરિ સાથ તો. ૧

કામદેવની સમરભૂમિમાં યુદ્ધ માટે યોગ્ય આભૂષણો ધારણ કરીને, વીંખાયેલા કેશમાંથી કુસુમપાંદડીસમી બાણવર્ષા કરતી અને સુંદરતાઆદિ ગુણોયુક્ત કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણજી સાથે ખેલતી હશે —૧

हरिपरिरम्भण वलितविकारा ।
कुचकलशोपरि तरलितहारा ॥ कापि चपला...२

વિવિધ કેલિ મિષે હરિને ભીડી
ઊલટ હા ! રતિમાં કુચકુમ્ભપે
પતિત હા ! મણિમાળ ઝુલાવતી
રમતી કો સગુણા હરિ સાથ તો ૨

શ્રીકૃષ્ણના આલિંગનથી વિવિધ પ્રકારના કામભાવોયુક્ત અને (વિપરીત રતિને લીધે) જેના કુમ્ભ જેવા મોટામોટા સ્તનો ઉપર હાર ઝૂલી રહ્યા છે તેવી કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણ સાથે ખેલતી હશે —૨

विचलदलकललितानन चन्द्रा ।
तदधरपानरभसकृततन्द्रा ॥ कापि चपला...३

ફરકતાં મનમોહક લાગતી
અલકના, વિધુશી સુમુખી અહા!
અધરપાનથી તંદ્રિત શ્યામના
રમતી કો સગુણા હરિ સાથ તો ૩

ફરફર થતા વાળને લીધે જેનું ચંદ્ર જેવું મુખ સુંદર દેખાય છે, અને શ્રીકૃષ્ણના અધરનું પાન થતાની સાથે જ જે તંદ્રિત થયેલી છે તેવી કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણ સાથે ખેલતી હશે.—૩

चंचलकुण्डलदलितकपोला ।
मुखरितरशनजघनगतिलोला ॥ कापि चपला…४

અરુણ ડોલત કુંડલઘર્ષણે
યુત કપોલ, વળી રણઅવતી
રશન ઘૂઘરીઓ કટિ લોલવી
રમતી કો સગુણા હરિ સાથ તો ૪

ઝૂલતાં કુંડલોના સ્પર્શને લીધે જેના ગાલ ગુલાબી જણાય છે, અને કટિના હલનચલનથી જેની કટિમેખલાની ઘૂઘરીઓ રણકારી ઊઠી છે તેવી કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણચંદ્ર સાથે ખેલતી હશે.—૪

दयितविलोकित लज्जितहसिता ॥
बहुविधकूजित रतिरसरसिता ॥ कापि चपला…५

મલકતી પિયુનાં દગબાણથી
વ્રીડિત થૈ, રસીલી રતિનારસે
વિવિધ સૂસવતી ચપલા રવે
રમતી કો સગુણા હરિ સાથ તો ૫

પ્રાણપ્રિય શ્રીકૃષ્ણનાં નયનબાણથી લજ્જિત થઇને હસતી અને વિવિધ પ્રકારના સૂસવાટા કરતી રતિક્રીડામાં તરબોળ થઈ ગયેલી કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણચંદ્ર સાથે ખેલતી હશે—૫

विपुलपुलकपृथुवेपथुभंगा ।
श्वसितनिमीलित विकसदनंगा ॥ कापि चपला.. ६

પુલકતી અતિશે, અતિ કંપતી
નયન ઢાળી મહારસ માણતાં
શ્વસન હા ! ચપલા અધિકાં લઈ
રમતી કો સગુણા હરિ સાથ તો. ૬

અત્યંત કામાસક્ત થતાં જે અધિક રોમાંચિત થઈને કંપે છે, અને ઊંડાશ્વાસ લે છે તેમજ નયનોને ઢાળી દે છે તેવી કોઈ ચપલા કામિની શ્રીકૃષ્ણચંદ્ર સાથે ખેલતી હશે —૬

श्रमजलकणभर सुभग शरीरा ।
परिपतितोरसि रतिरणधीरा ॥ कापि चपला.. ७

મદન થાક જણ્યાં જલબિન્દુએ
દીસત મોહક, મોહનના ઉરે
ઉર રણે વિજયી સમ ઢાળતી
રમતી કો સગુણા હરિ સાથ તો ૭

કામક્રીડાના થાકથી ઉત્પન્ન થયેલાં પ્રસ્વેદ બિન્દુઓને લીધે જે સુંદર દેખાય છે, અને મદન-આહવમાં વિજયી નિવડી હોય તેમ જે માધવની છાતી ઉપર પોતાની છાતી ઢાળીને પડી રહેલી છે તેવી કોઈ ચપલાકામિની શ્રીકૃષ્ણચંદ્ર સાથે ખેલતી હશે.—૭

श्रीजयदेवभणितहरिरमितम्
कलिकलुषं जनयतु परिशमितम् ॥ कापि चपला....८

જયદેવે રચેલુ આ હરિકામક્રીડા તણું
ગીત નાશ કરો સર્વે પાપોનો કલિકાળના ૮

શ્રીજયદેવજીએ ગાયેલું આ શ્રીકૃષ્ણક્રીડાનુ ગીત (સર્વજનોનાં) કલિયુગના પાપોનુ નિવારણ કરો—૮

इतिश्री गीतगोविन्दे चतुर्दशः प्रबन्धः

આમ શ્રીગીતગોવિન્દના સાતમા સર્ગમા ચૌદમો પ્રબંધ સમાપ્ત થયો.

विरहपाण्डु मुरारिमुखाम्बुज
द्युतिरयं तिरयन्नपि वेदनाम् ।
विधुरतीव तनोति मनोभुवः
सुहृदये हृदये मदनव्यथाम् ॥ १

દ્રુતવિલંબિત

વિરહખિન્ન હરિમુખપદ્મ શો
સખી!અહી! રતિનાથ સખા ફીકો
મમ ઉરે વિધુ આ મદનવ્યથા
અતીવ દે દુઃખ શામક તોય હા! ૧

હે સખા! મારા વિરહથી શ્રીકૃષ્ણચન્દ્રના ફીકા પડી ગયેલા મુખારવિન્દના જેવો ફીકો જણાતો (અ[illegible] આ[illegible] ભિન્નચન્દ્ર દુઃખનિવારણ કરવા માટે સ[illegible] હૃદયમાં અત્યંત કામવેદના જગાડે છે.—

## સર્ગ ૭ પ્રબંધ ૧૫

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં અને આઠમા પદનો ભાવાનુવાદ દ્રુતવિલંબિતવૃત્તમાં કરવામાં આવ્યો છે.

समुदितमदने रमणीवदने चुम्बनवलिताधरे
मृगमदतिलकं लिखति सपुलकं मृगमिवरजनीकरे ॥
रमते यमुनापुलिनवने विजयी मुरारिरधुना ॥ध्रु॥ १

કામોત્ફુલ્લ મુખાનને શશિસમા પ્રેમોત્કટી કો નારના
થોડી કસ્તૂરી-ચાંદલો હરિણશો રોમાન્ચથી ચુંબને
કાલિન્દી તટપે વને વિજયી તો હાવાં મુરારિ રમે ૧

આ સમયે ચુંબનના લીધે કોઈ ગોપિકાના કામોત્ફુલ્લ અને સંકોચશીલ અધરવાળા મુખચંદ્ર ઉપર ચંદ્રમાં રહેલા હરિણ (જેવા વર્ણનો) કસ્તૂરીનો ચાંદલો કરતા યમુનાજીના તટપર કુંજમાં વિજયી મુરારિ રમે છે—૧

घनचयरुचिरे रचयति चिकुरे तरलिततरुणानने ।
कुरवककुसुमं चपलासुषमं रतिपति मृगकानने ॥ रमते यमुना..२

ઘાડા મેઘ સમા યુવાન મનને ડોલાવતા કેશમાં
કંદર્પમૃગરાનશા તડિત શાં ગૂંથી પીળાં ફૂલને
કાલિન્દી તટપે વને વિજયી તો હાવાં મુરારિ રમે. ૨

ઘાડા મેઘના જેવા અને યુવાનોનાં ચિત્તને ડોલાવતા અને કામદેવરૂપ મૃગલાંનાં ટોળાંને ખેલવાનું વન હોય તેવા લાગતા

કેશસમૂહને વિજળી જેવા તરત સુશોભિત કુરવકનાં પીળાં ફૂલોથી ગૂંથતા યમુનાજીના તટ પર કુંજમાં વિજયી મુરારિ રમે છે.—૨

घटयति सुघने कुचयुगगगने मृगमदरुचिरूषिते ।
मणिसरममलं तारकपटलं नखपदशशिभूषिते ॥ रमते यमुना ३

પ્હેરાવી સ્તનયુગ્મપે ગગનશા કસ્તૂરીથી ઓપતા
શોભતા નખ ચંદ્રથી, ભગણશી મુક્તામણિમાળને
કાલિન્દી તટપે વને વિજયી તો હાવા મુરારિ રમે....૩

નખક્ષતના ચિહ્નરૂપ ચંદ્રથી કસ્તૂરીની ચિત્રાવલીને લીધે આકાશ જેવા શોભતા વિશાળ સ્તન ઉપર નક્ષત્રોની હારમાળા (ભગણ= ભ+ગણ, ભ=નક્ષત્રો, ગણ=માળા–હાર) જેવી મોતીઓની માળા પહેરાવતા યમુનાજીના તટપર કુંજમા વિજયી મુરારિ રમે છે—૩

जितबिसशकले मृदुभुजयुगले करतलनलिनीदले ।
मरकतवलयं मधुकरनिचयं वितरति हिमशीतले ॥ रमते यमुना..४

શીળા બે હિમથીય, પદ્મદલશી હાથેળીઓ શોભતા
પ્હેરાવી મણિકંકણો ભ્રમરશા કુંળા ભુજે નાળશા
કાલિન્દી તટપે વને વિજયી તો હાવા મુરારિ રમે....૪

કમળની પાદડીઓ જેવી ગુલાબી હથેળીઓથી શોભતા, હિમ જેમા ઠંડા, અને કમળનાળ જેવા કોમળ બે હાથમા ભમરાઓના ચૂથજેવાં નીલમણિથી જડેલાં કંકણો પહેરાવતા યમુનાજીના તટપર કુંજમા વિજયી મુરારિ રમે છે.—૪

रतिगृहजघने विपुलापघने मनसिजकनकासने ।
मणिमयरशनं तोरणहसनं विकिरति कृतवासने ॥ रमते यमुना...५

બાંધીને સ્મરહેમઆસનસમા પ્હોળા નિતંબગૃહે
મુક્તાતોરણ મેખલા શી રતિના ઢાંકેલ વસ્ત્રે ઝીણા
કાલિન્દી તટપે વને વિજયી તો હાવા મુરારિ રમે....૫

બારીક વસ્ત્રથી આચ્છાદિત કામદેવના સુવર્ણનિર્મિત સિંહાસન સમા કોઈ રતિલાલસુ ગોપીના વિશાળ નિતંબપ્રદેશરૂપ ઘરના ટોડલે ઝૂલતા તોરણની શોભાને પણ આંબી જતી મણિમય મેખલા પહેરાવતા યમુનાજીના તટપર કુંજમાં વિજયી મુરારિ રમે છે—૫

चरणकिसलये कमलानिलये नखमणिगणपूजिते ।
बहिरपवरणं यावकभरणं जनयति हृदि योजिते ॥ रमते यमुना..६

શોભાવે કમલા નિવાસસમ તે પાદાબ્જ હૈયેધરી
આલેપી અળતો મણિગણસમા ઘાટો નખે કોકના
કાલિન્દી તટપે વને વિજયી તો હાવાં મુરારિ રમે....૬

પોતાના ઉરઃપ્રદેશ ઉપર ધારણ કરેલા લક્ષ્મીજીના નિવાસરૂપ (કોઈ ગોપીના) કમળપાદને મણિરૂપ નખસમૂહથી ઘટ્ટ અળતાનો લેપ કરીને શોભાવતા યમુનાજીના તટ પર કુંજમા વિજયી મુરારિ રમે છે—૬

रमयति सुदृशं कामपि सदृशं खलहलधरसोदरे ।
किमफलमवसं चिरमिह विरसं वद सखि विटपोदरे ॥ रमते यमुना.७

ધુતારા હલીભ્રાત જો સુનયના સાથે રમે યોગ્ય કો
તો શાં ત્રિર વિષણ્ણ કા વદ સખી ! કુંજે રહેવું વૃથા
કાલિન્દી તટપે વને વિજયી તો હાવાં મુરારિ રમે....૭

જો બળદેવજીના ધૂર્તભાઈ (શ્રી કૃષ્ણ) પોતાને યોગ્ય એવી કોઈક સુંદર નયનોવાળી ગોપી સાથે રમતા હોય તો હે સખી ! તું જ કહે કે આવા ગાઢ જંગલમાં આવી રસહીન દશામાં લાંબો કાળ નિરર્થક શા માટે પડી રહું ! યમુનાજીના તટપર કુંજમાં વિજયી મુરારિ રમે છે—૭

इतरसभणने कृतहरिगुणने मधुरिपुपदसेवके ।
कलियुगचरितं न वसतु दुरितं कविनृपजयदेवके ॥ रमते यमुना..८

ઈતિ ભર્યાં રસથી હરિના ગુણો
પદત સેવક શ્યામપદાબ્જના
કવિભૂપાલ કહે જયદેવના
દુરિત ના કલિકાલ તણાં રહો............૮

હરિના ગુણોનું રસસભર ગાન કરતા શ્રી કૃષ્ણચંદ્રના ચરણાર-વિન્દના સેવક કવિરાજ શ્રી જયદેવજીમાં કલિયુગમાં થતાં પાપોનો વાસ ન થાવ—૮

इतिश्री गीतगोविन्दे पंचदशः प्रबन्धः

આમ શ્રી ગીતગોવિન્દના સાતમા સર્ગનો પંદરમો પ્રબંધ સમાપ્ત થયો.

कृष्णस्यानागमनेन [illegible]

સખીએ કરાર [illegible]
તેથી દુઃખી [illegible] સખીને

नायातः सखि निर्दयो यदिशठस्त्वं दूति किं दूयसे ।
स्वच्छन्दं बहुवल्लभः स रमते किं तत्र ते दूषणम् ॥
पश्याद्य प्रियसंगमाय दयितस्याकृष्यमाणं गुणै:
उत्कंठार्तिभरादिव स्फुटदिदं चेतः स्वयं यास्यति ॥१॥

### શાર્દૂલવિક્રીડિત

ના'વ્યો નિર્દય ધૂર્ત તો ઉર વિષે દૂતિ ! દુભાયે તું કાં ?
સ્વચ્છંદે બહુ નાર સાથ વિહરે ત્યા દોષ તારોય શો ?
ખેંચાઈ પણ જો ગુણે ચ્ચિતના આ પ્રાણ મારા સખી !
વ્હાલાને મલવા જશે પ્રણયથી ભેદી વિયોગે દુઃખી. ૧

હે સખા ! હે દૂતિ ! તે નિર્દય અને શઠ (શ્રી કૃષ્ણ) ન આવ્યો તેમાં તું શા માટે દુભાય છે? તે અનેક ગોપીઓ સાથે સ્વચ્છંદપણે રમણ કરે છે તેમાં તારો દોષ જ શો છે? હવે તું જોઈ લે કે વ્હાલાના ગુણોથી ખેંચાઇને પ્રેમ અને વેદનાની અધિકતાથી બહાર ઊછળી પડતું આ મારૂ ચિત્ત પોતાની મેળેજ વ્હાલાના સંયોગ માટે ઊપડી જશે, અર્થાત શ્રી કૃષ્ણના મિલન માટે પરલોકમાં (મરણ) જશે.

### સર્ગ ૭ પ્રબંધ ૧૬

આ પ્રબંધનાં બધાંજ પદનો ભાવાનુવાદ "અનુષ્ટુપ વૃત્ત"માં કરવામાં આવેલો છે.

अनिल तरल कुवलयनयनेन
तपति न सा किसलयशयनेन ।
सखि या रमिता वनमालिना ।ध्रु.॥ १

ડોલતાં પદ્મશાં વાએ નૈનવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! તપે ના પદ્મતલ્પમાં ૧

પવનથી ડોલતાં કમળ જેવાં નયનવાળા શ્રીકૃષ્ણજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે કમળની પાંખડીઓની શય્યા ઉપર દુઃખી થતી નથી.—૧

विकसित सरसिज ललितमुखेन ।
स्फुटति न सा मनसिज विशिखेन ॥ सखि या ..२

પ્રફુલ્લ પદ્મશા શા રૂડા વક્ત્રવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! ભેદાએ ના સ્મરેષુએ. ૨

ખીલેલા કમળ જેવા સુશોભિત મુખવાળા શ્રી કૃષ્ણજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે કામદેવના બાણોથી વીંધાતી નથી.—૨

अमृत मधुर मृदुतर वचनेन ।
ज्वलति न सा मलयजपवनेन ॥ सखि या....३

સુધા શી કોમળી મીઠી વાણીવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! જલે ના મલયાનિલે. ૩

અમૃત જેવાં મધુર અને કોમળ વચનો કહેતા શ્રી કૃષ્ણજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે મલયાચલના પવનથી દાહ પામતી નથી—૩

स्थलजलरूहरूचिकर चरणेन ।
लुठति न सा हिमकर किरणेन ॥ सखि या ....४

સ્થળપદ્મ સમા રૂડા કરાંઘ્રિ તે હરિ કને
હશે જે ખેલતી તે હે! લોટે ના ચંદ્ર-અંશુએ ૪

સ્થળ ઉપર ઉત્પન્ન થયેલા કમળ જેવા જેના હાથ તથા પગ છે તેવા શ્રી કૃષ્ણજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે ચંદ્રમાના કિરણોથી લેપાતી નથી —૪

सजलजलद समुदयरुचिरेण ।
दलति न सा हृदि चिरविरहेण ॥ सखि या ५

શોભતા ઘન શા સામ્ભ દેહવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! ફાટી ના વિરહે પડે ૫

પાણી ભરેલા વાદળા જેવા શરીરવાળા શ્રી કૃષ્ણજી સાથે જે ક્રીડા કરે છે તે ચિરકાળના વિયોગના લીધે ફાટી પડતી નથી —૫

कनकनिकष रुचि शुचि वसनेन ।
श्वसिति न सा परिजन हसनेन ॥ सखि या ६

હેમ શા શુભ્ર ને પીળા વસ્રવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! હાંફે ના સખી હાસ્યથી ૬

સુવર્ણ જેવા પીળા અને સુંદર વસ્રને ધારણ કરતા શ્રી કૃષ્ણજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે સખીઓના હાસ્યથી લાંબા લાંબા શ્વાસ લઈને હાંફતી નથી —૬

सकलभुवनजन वरतरुणेन ।
वहति न सा रुजमति करुणेन ॥ सखि या ७

યુવા, સર્વજને શ્રેષ્ઠ, દયાવાળા હરિ કને
હશે જે ખેલતી તે હે! વહે ના દુઃખભારને. ૭

સર્વ જનોમાં શ્રેષ્ઠ, યુવાન, અને દયાળુ શ્રી કૃષ્ણચંદ્રજી સાથે જે ગોપી ક્રીડા કરે છે તે દુઃખનો બોજ ઉઠાવતી નથી.—૭

श्री जयदेवभणित वचनेन ।
प्रविशतु हरिरपि हृदय मनेन ॥ सखि या....८

જયદેવ કવિએ આ રચેલાં વચનોથકી
પ્રવેશો ભાવિકોકેરા નંદનંદન અંતરે. ૮

શ્રી જયદેવજીએ કહેલાં આ વચનોથી ભક્તજનોના હૃદયમાં નંદનંદન શ્રી કૃષ્ણચંદ્રજી પ્રકટ થાવ.—૮

इति श्री गीतगोविन्दे षोडशः प्रबन्धः ।

આમ શ્રી ગીતગોવિન્દના સાતમા સર્ગમાં સોળમો પ્રબંધ સમાપ્ત થયો.

मनोभवानन्दन चन्दनानिल
प्रसीद रे दक्षिण मुंच वामताम् ।
क्षणं जगत्प्राण विधाय माधवम्
पुरो मम प्राणहरो भविष्यसि ॥ १

વંશસ્થ

મનોજ આહ્લાદક! ચંદનાનિલ!
પ્રસન્ન હે થાવ ઉદાર! વામતા
ત્યજી દઈ, માધવ સન્મુખે કરી
પછી, જગત્પ્રાણ! હરો જ પ્રાણને.

હે કામદેવના આનંદ માટે કારણરૂપ ! હે જગત્પ્રાણ ! હે મલયાનિલ ! હે ઉદાર ચરિત ! પ્રસન્ન થાવ, અને વામતા (આડાઈ) છોડી દો; ફક્ત એકજ ક્ષણ માટે માધવને મારી સામે ઉભા રહેવા દો, પછી ભલે મારા પ્રાણ હરી લો.—૧

रिपुरिव सखीसंवासोऽयं शिखीव हिमानिलो।
विषमिव सुधारश्मिर्दूरं दुनोति मनो मम ॥
हृदयमदये तस्मिन्नेवं पुनर्वलते बलात् ।
कुवलयदृशां वामः कामो निकामनिरंकुशः ॥ २

शार्दूलविक्रीडित.

આ સંવાસ સખીતણો રિપુસમો, વાયુ શીળો વહ્નિ શો
હૈયાને દુભવે બની વિષસમો મારા સુધારશ્મિયે;
આલી ! નિર્દય કૃષ્ણમાં ફરી ફરી વેગે વળે ચિત્ત હા!
કૂડો કામ બને નિરંકુશઘણો પદ્માક્ષીઓ માટ તો. ૨

હે સખી ! આ સાહેલીઓનો સંવાસ મને દુશ્મન જેવો લાગે છે, શીતળ વાયરો આગના ભડકા જેવો લાગે છે. અને અમૃત વરસાવતો આ ચંદ્રમા તો ઝેરની માફક દૂરથીજ મારા મનને અતિશે દુઃખી કરી મૂકે છે, આમ (આટલું દુઃખી થવા છતાંયે) મારૂં હૃદય તે નિર્દય (કૃષ્ણ) તરફ (ન વળે માટે બુદ્ધિથી ઘણોયે પ્રયત્ન કરૂં છું છતાંય) વળીવળીને પાછું ઢળે છે, આ ઉપરથી જણાય છે કે કમલ લોચનાઓ માટે કામ સંપૂર્ણતયા નિરંકુશપણે વર્તે છે.—૨

बाधां विधेहि मलयानिल पंचबाण ।
प्राणान् गृहाण न गृहं पुनराश्रयिष्ये ॥
किं ते कृतांत भगिनि क्षमया तरंगैः ।
अंगानि सिंच मम शाम्यतु देहदाहः ॥ ३ ॥

### વસંતતિલકા

દો કષ્ટ હે મલય-મારૂત! પંચબાણ!
પ્રાણો હરો, ઘર વિષે અવ ના જઈશ;
ને બેન હો યમ તણું કરતાં ક્ષમા કાં?
છોળે ઝીંચાવપુ, શમે મમ દેહદાહ. ૩

હે મલયાનિલ! તું ભલે દુઃખ દીધાજ કર, હે કામદેવ! તું પણ ભલે મારા પ્રાણને હરી લે: કે જેથી હું પાછી ઘેરજ જવા ન પામું; અને હે યમરાજની બ્હેન યમુના! તું કાં શાન્ત રહી છે? તું તારા મોટા મોટા તરંગોથી મારા દેહને ઝબકોળીને મારી પીડાને શાન્ત કરી દે. અર્થાત્ કે મને ડુબાડી દે.—૩

સાન્દ્રાનંદપુરંદરાદિદિવિષદ્વૃંદૈરમન્દાદરાત્
આનમ્રૈર્મુકુટેન્દ્રનીલમણિભિઃ સંદર્શિતેંદીવરમ્।
સ્વચ્છંદમકરંદસુન્દરગલન્મન્દાકિની મેદુરમ્
શ્રી ગોવિન્દપદારવિન્દમશુભસ્કન્દાય વન્દામહે ॥

### શાર્દૂલવિક્રીડિત

હર્ષોલ્લાસથી આદરે નમત હા! શક્રાદિ દેવોતણા
દીસે ઈન્દીવરો સમાં મુકુટનાં નીલાંમણિઓ જહીં,
સ્વચ્છંદે રસપુષ્પથી નીગળતી ગંગાથકી સ્નિગ્ધ જે
તે ગોવિન્દ પદારવિન્દ નમિએ નાશાર્થ પાપો તણા. ૪

જે ચરણો આગળ અત્યંત આનંદપૂર્વક ચારે બાજુએથી નમસ્કાર કરતા ઈન્દ્રાદિ દેવગણોના મુકુટોના ઈન્દ્રનીલમણિઓમાં નીલકમળોનો ભાસ થાય છે, અને પુષ્પોના રસની માફક સ્વચ્છંદ

રીતે નીગળતી ગંગાજીથી સ્નિગ્ધ શ્રીકૃષ્ણચંદ્રજીના જે ચરણારવિન્દ છે તેને અમે અશુભના નાશ માટે નમીએ છીએ.

इतिश्री कविराज श्रीजयदेवकृत्त गीतगोविन्दे महाकाव्ये श्री नागरनारायणो नाम सप्तमः सर्गः ॥

આમ કવિરાજ શ્રીજયદેવ કવિ વિરચિત ગીતગોવિન્દ નામના મહાકાવ્યનો "નાગરનારાયણ" એ નામનો સાતમો સર્ગ સમાપ્ત થયો.

## अष्टमः सर्गः આઠમો સર્ગ

सप्तदशः प्रबन्धः પ્રબંધ ૧૭ મો

अधुनाराधा प्रातरागतं प्रियंदृष्ट्वा साभ्यसूयमाह

હવે રાધિકા પ્રભાતે પાછા ફરેલા પ્રીતમને જોઈને ઈર્ષાયુક્ત વચનો કહે છે.—

अथकथमपि यामिनीं निनीय
स्मरशरजर्जरितापि सा प्रभाते ।
अनुनयवचनं वदन्तमग्रे
प्रणतमपि प्रियमाह साभ्यसूयम् ॥ १

માલિની

જયમ ત્યમ કરી હાવાં રાત ગાળી, પ્રભાતે
મદનશર પ્રપાતે દૂબળી, તોય બોલે
વિનવણી ભર્યું કે'તા ને નમંતા પદાગ્રે
હરજી પ્રતિ તથાપિ રાધિકા સાભ્યસૂયા. ૧

કામદેવનાં બાણોથી જર્જરિત થયેલી રાધાએ જેમ તેમ કરીને રાત તો ગાળી, પણ સવાર થતામાં તો તે (સવારે ઘેર પાછા ફરેલા શ્રીકૃષ્ણને જોતાં) વશીકરણને પગે પડતા અને કાકલુદી ભર્યાં વચન કહેતા પોતાના વ્હાલા પ્રત્યે ઇર્ષ્યાયુક્ત વચનો બોલી —૧

આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ 'શાર્દૂલવિક્રીડિતવૃત્ત'માં કરવામાં આવેલો છે.

रजनि जनितगुरुजागरराग कषायितमलसनिमेषम्
वहतिनयनमनुरागमिवस्फुट मुदितरसाभिनिवेशम् ।
हरिहरि याहि माधव याहि केशव मा वद कैतववादम्
तामनुसर सरसीरुहलोचन या तव हरति विषादम् ॥ध्रु॥१

શાર્દૂલવિક્રીડિત.

રાત્રી જાગરણે ઘણા નયન તો રાતાં, મીંચાતાં શ્રમે
પૂરે શાખ રસપ્રવેશ તણી તે વ્યાપ્તાનુરાગે કરી
જાઓ માધવ! જાવ કેશવ! અરે આ ધૂર્ત વાક્યો વદો
તેને હે પદ્માક્ષ! જે જઇ મુકો દુઃખો હરે આપનાં.

રાતના લાંબા ઉજાગરાને લીધે પળે પળે મીંચાઇ જતી આપની આંખોની રતાશ જ તમારામાં અનુરાગનો (અન્ય સ્ત્રી વિષે) પ્રાદુર્ભાવ થયેલો છે તે સાબીત કરે છે. માટે હરિ! હરિ! હે માધવ! આપ જાવ, હે કેશવ! આપ જાવ. આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા દર્દને શમાવતી હોય તેને ત્યાં જાવ —૧

कज्जलमलिन विलोचन चुम्बन विरचितनीलमरूपम् ।
दशनवसन मरुणं तव कृष्ण तनोति तनोरनुरूपम् ॥ हरिहरि याहि..२

આંજ્યાં કાજળ કૃષ્ણ ! લોચન તણાં કાળાં જુઓ ચુંબનોં
રાતા ઓષ્ઠ જણાય નીલ તવ હા ! શ્યામા સમા આપની
જાઓ માધવ....૨

હે કૃષ્ણ! જુઓ, તમારા રાતાચોળ ઓઠ (કોઈની) કાજળ આંજેલી આંખોના ચુંબન કરવાથી; તમારા અંગ રંગ જેવાજ નીલરૂપ બની ગયા છે માટે હરિ! હરિ! હે માધવ!' આપ જાવ, હે કેશવ! આપ જાવ, આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા દર્દને શમાવતી હોય તેને ત્યાં જાવ—૨

वपुरनुवदति तव स्मरसंगरखरनखरक्षतरेखम् ।
मरकतशकलकलितकलधौतलिपेरिव रतिजयलेखम् ॥ हरिहरियाहि ...३

ધારે ધા તવ દેહ ચિહ્ન નખનાં તીણા અનંગાહવે
લાગે તે જય લેખશો મરકતે હેમે રતિએ લખ્યા..
જાઓ માધવ:...૩

હે કૃષ્ણ! કામદેવના સંગ્રામમાં (કોઈ કામિનીના) કઠોર નખ ક્ષતોને લીધે પડેલી રેખાઓ વાળું તમારું શરીર જાણે મરકત મણિ ઉપર સુવર્ણના અક્ષરે આલેખાયેલા રતિના વિજયલેખ જેવું જણાય છે. માટે હરિ! હરિ! હે માધવ! આપ જાવ, હે કેશવ! આપ જાવ આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા દર્દને શમાવતી હોય તેને ત્યાં જાવ.—૩

चरणकमलगलदलक्तकसिक्तमिदं तव हृदयमुदारम् ।
दर्शयतीव बहिर्मदनद्रुमनवकिसलयपरिवारम् ॥ हरिहरियाहि...४

હૈયું પાદથકી ખરંત અળતે સીંચેલ આ આપનું
દીસે પાંગરતું સ્મર-દ્રુમતણાં જાણે નવાં પાંદડે....

જાઓ માધવ....૪

હે કૃષ્ણ! (કોઈના) ચરણકમલોમાંથી ખરતા અળતાના મેળનથી તમારું મનોહર હૃદય જાણે કામદેવરૂપ વૃક્ષને નવાં નવાં પાંદડાં ન ફૂટેલાં હોય તેવુ દેખાય છે. (અર્થાત જેના પગના અળીતાનાં ચિહ્ન તમારી છાતી ઉપર જણાય છે.) માટે હરિ! હરિ! હે માધવ! આપ જાવ, હે કેશવ! આપ જાવ, આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા દર્દને શમાવતી હોય તેને ત્યાં જાવ.—૪

दशनपदं भवदधरगतं मम जनयति चेतसि खेदम्।
कथयति कथमधुनापि मयासहतववपुरेतदभेदम्॥ हरिहरियाहि.५

ચિહ્નો તો તવ ઓષ્ઠપેં દશનનાં મારા ઉરે દુઃખ દે
મારી સાથ અભેદ એમ હજીયે કાં કાય આ કહે તવ..

જાઓ માધવ....૫

હે કૃષ્ણ! તમારા અધરોષ્ઠ પર પડેલાં આ દાંતનાં ચિહ્ન મારા અંતરને ઘણુંજ ખિન્ન કરે છે, તો પછી હજુ પણ તમારું શરીર તમે મારામાંજ ઓતપ્રોત છો તેવું શી રીતે કહી શકે છે? માટે હરિ! હરિ! હે માધવ! આપ જાવ, હે કેશવ! આપ જાવ, આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા દર્દને શમાવતી હોય તેને ત્યાં જાવ.—૫

बहिरिव मलिनतरं तव कृष्ण मनोऽपि भविष्यति नूनम्।
कथमथवञ्चयसे जनमनुगतमसमशरज्वर दूनम्॥ हरिहरि याहि.६

નિશ્ચે કૃષ્ણ! વપુર્થાયે મન થતું કાણું વધારે તવ
કાં કામજ્વરઆર્ત પૂઠ ભમતી ભામિનીને છેતરો ! ....જાઓ
માધવ....૬

હે કૃષ્ણ! તમારું મન પણ હવે તો તમારા શરીર જેવું કાણું થવા માંડયું છે એમ લાગે છે, નહિ તો (મારા જેવી) તમારીજ પાછળ ભમતી અને કામજ્વરથી પીડિત સ્ત્રીની વંચનાજ શી રીતે કરો! માટે હરિ! હરિ! હે માધવ! આપ જાવ, હે કેશવ! આપ જાવ આવાં છેતરામણાં વચનો ન કહો. હે કમલનયન! જે તમારા કઈને રીઝાવતી હોય તેને ત્યાં જાવ.—૬

भ्रमति भवानवलाकवलाय वनेषु किमत्र विचित्रम् ।
प्रथयति पूतनिकैव वधूवध निर्दयबालचरित्रम् ॥ हरिहरियादि...

ઘૂમો આપ.વને સ્ત્રીઓજ ગ્રસવા આશ્ચર્ય એમાંય શું !
જ્યાં વામા વધનાં કઠોર ચરિતો કહે બાલ્યનાં પૂતના....
જાઓ માધવ....૭

# नवमः सर्गः सर્ગ નવમો

अष्टादशः प्रबन्धः प्रબંધ ૧૮

अथ तां मन्मथखिन्नां रतिरसभिन्नां विषादसंपन्नाम् ।
अनुचिन्तितहरिचरितां कलहान्तरितामुवाच रहः सखी ॥ १

વસંતતિલકા

વ્હાલાતણો કરી અનાદર ને રિસાઈ
જે શોચતી, મદનતાપથી ખિન્ન, હાવાં
વાંછે ક્રીડા, દુઃખી લીલા હરિ ચિંતવે જે
એકાન્તમાં સખીવદે પ્રતિ રાધિકા તે.

ત્યારબાદ કામના આવેગને લીધે ખિન્ન, રતિરસથી ભેદાયેલી, દુઃખી, અને વારંવાર શ્રીકૃષ્ણચન્દ્રનાં ચરિત્રોનું ચિંતન કરતી તે કલહાંતરિતા (પ્રેમીનો અનાદર કરી રિસાયા પછી શોક કરતી નાયિકા) રાધાને સખીએ એકાન્તમાં (આ પ્રમાણે) કહ્યું.—૧

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ "લલિતવૃત્ત"માં અને આઠમા પદનો ભાવાનુવાદ "અનુષ્ટુપવૃત્ત"માં કરવામાંઆવ્યો છે.

हरिरभिसरति वहति मधुपवने ।
किमपरमधिकसुखं सखि भवने ॥
माधवे मा कुरु मानिनि मानमये ॥ ध्रु. ॥ १

હરિ પધારશે વા વસંતનો
લહરતાં, સખી! અન્ય શું હશે
સુખ વિશેષ હે ગેહમાં અલી!
ન કર માધવે માન માનિનિ. ૧

હે સખી! વસંતના વાયરા વાય છે માટે હરિ (સંકેત સ્થળમાં) જરૂર આવશે. અને આના કરતાં વધારે સુખ તને ઘરમાં શું મળવાનુ છે? માટે હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૧

तालफलादपि गुरुमतिसरसम् ।
किं विफलीकुरुषे कुचकलशम् ॥ माधवे. .२

અફલ કાં કરે તું પયોધરો
સરસ કુમ્ભશા તાલવૃક્ષના
ફળથીએ ઘણા સ્થૂલ બેન હે!
ન કર માધવે માન માનિનિ. ૨

તાડના ફળ કરતાંયે ઘણા મોટા અને રસીલા તારા આ કુંભ જેવા એ સ્તનોને શા માટે નિષ્ફળ કરે છે? હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૨

कति न कथितमिदमनुपदमचिरम् ।
मा परिहर हरिमतिशयरुचिरम् ॥ माधवे...३

અયિ! ફરીફરી રાધિકે! ન શું
કહ્યુ હતું તને અઘ આમ કે
પરિહરીશ મા શ્યામને રૂડા
ન કર માધવે માન માનિનિ. ૩

મનને અતિશય ગમતા તે હરિનો એકદમ આમ અનાદર ન કરવો તેવું શું (મેં) તને કહ્યું ન હતું? હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૩

किमिति विषीदसि रोदिषि विकला ।
विहसति युवतिसभा तव सकला ॥ माधवे...४

કયમ વિષાદ હે રાધિકે! કરે
રૂદન કાં કરે? બાવરી બની
યુવતિઓ તને જો બધી હસે
ન કર માધવે માન માનિનિ. ૪

બેબાકળી બનીને આમ કાં રડે છે અને ખેદ પામે છે? આ બધું યુવતિ મંડળ તને હસે છે તે તો જો. હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૪

मृदु नलिनीदल शीतल शयने ।
हरिमवलोकय सफलय नयने ॥ माधवे...५

કમળ પાનની, રાધિકે! શીળી
મૃદુ પથારીએ; જોઈ શ્યામને
કર કૃતાર્થ હે! નૅન તાહરાં
ન કર માધવે માન માનિનિ. ૫

કૂંળાં કૂંળાં કમલિનીનાં પાનની બનાવેલી ઠંડી હિમ જેવી પથારી ઉપર શ્રીકૃષ્ણચન્દ્રને જોવાનો તારી આંખોને તું લહાવો તો લેવા દે હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૫

जनयसि मनसि किमिति गुरुखेदम्
शृणु मम वचनं अनीहित भेदम् ॥ माधवे....६

ઉર વિષે અલી રાધિકે ઘણો
કરતી ખેદ કાં! વેણુ તે મમ
સુણ વિયોગને સ્થાન ના જહીં
ન કર માધવે માન માનિનિ. ૬

મનમાં આટલો બધો ખેદ શું કામ કરે છે? જેથી વિરહને સ્થાન જ ન રહે તેવાં મારાં વચન તો સાંભળ હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ.—૬

हरिरुपयातु वदतु बहुमधुरम् ।
किमिति करोपि हृदयमति विधुरम् ॥ माधवे...७

વિકળ કાં કરે ચિત્તને ઘણું
વિરહિણી અલી! નાથજી સ્વયં
નિકટ આવીને મીઠડું વદે
ન કર માધવે માન માનિનિ. ૭

હે રાધે! હૃદયને આટલું વિકળ કાં કરે છે? (તું એવું કંઈક કર કે જેથી) હરિ જરૂર પધારે અને તને મધુર મધુર વચનો કહે હે માનવતી રાધે! માધવ આગળ આટલાં માન ન માગ—૭

श्रीजयदेव भणितं मतिललितम् ।
सुखयतु रसिकजनं हरिचरितम् ॥ माधवे...८

કવિશ્રી જયદેવે આ રચેલુ અતિ સુંદર
સુખ દો રસિયાઓને ગીત શ્યામલીલા તણું ૮

શ્રી જયદેવજીએ ગાયેલુ હરિનું આ સુંદર ચરિત્ર રસિક જનોને સુખપ્રદ થાવો.—૮

इति श्रीगीतगोविन्दे अष्टादशः प्रबन्ध

આમ શ્રી ગીતગોવિન્દમાં નવમા સર્ગમાં અઢારમો પ્રબંધ સમાપ્ત થયો

इदानीं प्रणतमपि प्रियमति रोषात् त्यजन्तीं राधां निन्दन्ती सखी प्राह—

હવે કાલાવાલા કરતા અને હાથ જોડતા વ્હાલાનો પણ રોષને લીધે તિરસ્કાર કરતી રાધા પ્રત્યે સખી કડવાં વેણ સંભળાવતાં આમ બોલી.—

स्निग्धे यत्परुषासि यत्प्रणमति स्तब्धासि यद्रागिणि
द्वेषस्थासि यदुन्मुखे विमुखतां यातासि तस्मिन् प्रिये।
तद्युक्तं विपरीतकारिणि तव श्रीखण्ड चर्चा विषम्
शीतांशुस्तपनो हिमं हुतवहः क्रीडामुदो यातना ॥१॥

શાર્દૂલવિક્રીડિત

સ્નેહી સાથ કઠોર, અક્કડ રહે પાયે પડંતા ભણી,
ને રાગી સહ દ્વેષ, સન્મુખ થતાં વ્હાલો યદિ ફેરવે
મોં, આડી! વિધુ ભાણુશો, સુખડ જો લાગે સખી ઝેર ને
ક્રીડા દુઃખ બને, હિમે અનલ, તો તે દાવની છે જ તું. ૧

જો તું તે સ્નેહાળ વ્હાલા સાથે કઠોર બનતી હોય, તે તને પગે પડતો જ્યાંય તું અક્કડ રહેતી હોય, તારા પ્રત્યે પ્રેમથી વર્તતો હોવા છતાંય જો તેની સાથે તું દ્વેષ રાખતી હોય, અને તારી સામે આવીને ઊભો રહે ત્યારે મોં મચકોડીને ઊભી રહેતી હોય તો તો પછી તારી આડાઇને લીધેજ (તારા માટે) જો ચંદન વૃક્ષ ઝેર જેવું, ચન્દ્રમા સૂર્ય જેવો, હિમ આગ જેવો, અને કેલિનો આનંદ પણ યાતનારૂપ બની જાય, તો તું તે લાગનીજ છે.—૧

इदानीं कविर्भक्तानाशिषयति

હવે કવિ ભક્તોને આશિષ આપે છે.

अंतर्मोहन मौलिघूर्णन चलन्मन्दार विस्रंसन
स्तम्भाकर्षण दृष्टिहर्षण महामंत्रः कुरङ्गीदृशाम् ।
दृप्यद्दानववूयमान दिविषद्दुर्वार दुःखापदाम्
भ्रंशः कंसरिपोर्व्यपोहयतु वोऽश्रेयांसि वंशीरवः ॥२॥

શાર્દૂલવિક્રીડિત

કુર્ખાંને મૃગનૈનીની નજરને, ને ચિત્તને મોહતો,
જે ખેંચે જડ, ડોલતાં શિરથકી મંદારને ખેરવે
ને હારે દુર્દાન્ત દાનવ દીધાં દેવો તણાં દુઃખને.
તે કંસારિ મુરારિનો તવ કરો કલ્યાણ વંશીધ્વની. ૧

મૃગાક્ષીઓનાં અંતઃકરણને મુગ્ધ કરતો, (સાંભળનારીઓના ધન્ય! ધન્ય! વાહ! વાહ! સુંદર! એવા શબ્દોથી) શિર ડોલતાં વેણીમાંનાં પારિજાતક ફૂલોને ખેરવતો, જડ પદાર્થોને પણ આકર્ષિત કરતો, તેમજ (મુરલી બજાવતી વખતે તેને) જોવા વાળાઓની દૃષ્ટિને આનંદિત કરવામાં મહામંત્રરૂપ, અને ગર્વિત દાનવોથી

પીડાયેલા દેવતાઓનાં દુઃસહ દુઃખનાં નિવારણ કરનો શ્રીકૃષ્ણ-ચન્દ્રનો વંશીરવ આપ સર્વેના મંગળ માટે થાવ.—૨

इतिश्री कविराज श्रीजयदेवकृत गीतगोविन्दे महाकाव्ये मुग्धमुकुन्दवदनोनाम नवमः सर्गः ॥

આમ કવિરાજ શ્રી જયદેવકૃત ગીતગોવિન્દ નામના મહાકાવ્યમાં "મુગ્ધમુકુન્દવદન" નામનો નવમો સર્ગ સમાપ્ત થયો.

# दशमः सर्गः દશમો સર્ગ

ऐकोनविंशतितमः प्रबन्धः પ્રબંધ ૧૯

इदानीं सोत्कण्ठः कृष्णो राधां दृष्ट्वा अनुनयन्नाह

હવે ઉત્કંઠિત થયેલા શ્રીકૃષ્ણ રાધાને જોઇને વિનંતી સહ બોલ્યા.—

अथान्तरे मसृणरोषवशामसीम-
नि:श्वास निःसहमुखीं सुमुखीमुपेत्य।
सव्रीडमीक्षित सखीवदनां दिनान्ते
सानन्द गद्गदपदं हरिरित्युवाच ॥१॥

વસંતતિલકા.

સાંજે હવે નિકટ રોષ મીઠો ધરેલી,
નિઃશ્વાસ દીર્ઘ સહવા અસમર્થ, રાધા
જોતી મુખાબ્જ સખીનું, જઇને સલજ્જ
આનંદ ગદ્ગદ થઈ હરિ આમ કહે છે. ૧

આ સમયે (રાધાજીને મનાવવાના સમયે) ભગવાને (કલિકાળ નજીક આવી રહ્યો છે ત્યારે) સંધ્યાકાળે મીઠું રૂસણું લઇ બેઠેલી, પુષ્કળ નિ:શ્વાસ લેવામાં અસમર્થ, અને સખીના મુખ તરફ સલજ્જ જોતી તે સુમુખી રાધાજીની નિકટ જઇને આનંદભર્યાં આવાં વચન કહ્યાં.—૧

આ પ્રબંધનાં તમામ પદનો ભાવાનુવાદ "મુલતાનીઋતુ"માં કરવામાં આવ્યો છે.

वदसि यदि किंचिदपि दन्तरुचि कौमुदी
हरति दरतिमिरमतिघोरम्
स्फुरदधर सीधवे तव वदन चन्द्रमा
रोचयति लोचनचकोरम् ॥
प्रिये चारुशीले प्रिये चारुशीले
मुञ्च मयि मान मनिदानम् ।
सपदि मदनानलो दहति मम मानसम्
देहि मुखकमलमधुपानम् ॥१॥ घ्रु०

કાંઇ પણ જો વદે તવ દશન-કૌમુદી
ભય-તિમિર ઘોર અતિશે વિદારે
અધર-સિંધુ કાજ તવ અયિ! વદન ચંદ્રના
તલસતાં મમ નયન શાં ચકોરો.
ચારૂશીલે અહી! માનિનિ હે પ્રિયે
માન તું મેલને વ્યર્થ મુજપે
કામ પાપક દહે ચિત્ત મમ સદ્ય તો
મુખ-કમલ મધુ તણાં પાન દેને. ૧

હે રાધે! તું કંઈ કહેવાનો પ્રયત્ન કરે છે ત્યારે તારા સુંદર દાંતરૂપી ચાંદની (મારા અંતરના) અત્યંત ઘોર અને ભયંકર અંધકારને દૂર કરે છે, વળી તારા વદન ચન્દ્રમાંથી ઝરતાં અધરામૃત પીવા મારાં નયન ચકોર તલસી રહ્યાં છે. માટે હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિના કારણ માન લઇ બેઠી છું તે છોડ. હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનું પાન કરાવ.—૧

सत्यमेवासि यदि सुदति मयि कोपिनी
देहि खरनखरशरघातम्।
घटय भुजबन्धनं जनय रदखण्डनं
येन वा भवति सुखजातम्.....प्रिये..२

યદિ સુરદને! રૂઠી હોય સાચેજ તો
વીંધ તીખાં નખર-બાણ ફેંકી
બાંધ ભુજબંધને, દંશ દાંતેય દે,
વા તું કર સુખ તને જેમ થાયે....ચારુશીલે અહીં..૨

હે સુશોભિત દાંતવાળી રાધિકે! જો તું મારા પર સાચેજ કુપિત થઈ હોય તો તારા તીક્ષ્ણ નખરૂપી બાણોથી મને વીંધી નાખ, તારા ભુજબંધનથી મને જકડી લે, દાંતના ઘા કર, અથવા તો તને જે રીતે સુખ થાય તેમ કર. હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિનાકારણ માન લઇ બેઠી છું તે છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનું પાન કરાવ.—૨

त्वमसि मम भूषणं त्वमसि मम जीवनं
त्वमसि मम भवजलधिरत्नम् ।
भवतु भवतीह मयि सततमनुरोधिनी
तत्र मम हृदयमतियत्नम् ॥ .. प्रिये..॥३॥

તુંજ શણગાર (મમ) તુંજ મમ જીવનને
મુજ ભવાર્ણવ તણું રત્ન તું છે
સતત અનુકૂલ થા સુંદરી હે મને
ચિત્ત પણ મમ કરે યત્ન તેવો....ચારૂશીલે અલી..૩

હે રાધે! તું તો મારા આભૂષણરૂપ છે, મારો પ્રાણ છે, અને મારા ભવસાગરનું રત્ન છે, તું મને નિરંતર અનુકૂળ થા, મારૂં ચિત્ત પણ તને પ્રસન્ન કરવા માટે ઘણો પ્રયત્ન કરે જ છે. હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિના કારણ માન લઈ બેઠી છું તે છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનું પાન કરાવ.—૩

नीलनलिनाभमपि तन्वि तव लोचनं
धारयति कोकनदरूपम् ॥
कुसुमशरबाणभावेन यदि रञ्जयसि
कृष्णमिदमेतदनुरूपम् ॥...प्रिये ॥४॥

નીલકમલ-લોચનો તન્વિ! તવ તોય કાં
પદ્મ શો રંગ ધારી રહેતાં?
મદન-શર ભાવથી કૃષ્ણને આ યદિ
રંગતી હોય તો તેજ યોગ્ય ....ચારૂશીલે અલી..૪

*હે કોમળાંગિ! તારાં નીલકમલ જેવાં નયનો (ક્રોધને લીધે)* રાતા કમળના રંગને ધારણ કરે છે (તે યોગ્ય નથી પણ); જો કામદેવના બાણપુષ્પ સમજીને આ તારાં કાળાં (નેત્રોને) જો રાતાં કરતી હોય વા મને કૃષ્ણને રંજિત કરતી હોય તો તે યોગ્યજ છે. હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિના કારણ માન લઇ બેઠી છુ તે છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનુ પાન કરાવ—૪

किंचित्प्रसन्नां विलक्ष्य आह

સહેજ પ્રસન્ન થયેલી જોતા કહે છે

स्फुरतु कुचकुम्भयोरुपरि मणिमंजरी
रंजयतु तव हृदयदेशम् ॥
रसतु रसनापि तव जघनघनमण्डले
घोषयतु मन्मथनिदेशम् ॥ . प्रिये . ॥५॥

રત્નમાલાધરી કુંભ શા કુચ પરે
હૃદય તવ રંગ રંગે રસીલી!
કાંચિ ઘમકાવીને જઘન પર તવ અલી
ઘોષણા કર મદન આણ કેરી....ચારુશીલે અલી....૫

હે પ્રિયે! તારા કુમ્ભ જેવા સ્તનો મણિમાલાથી સુશોભિત થાય અને તે હાર તારા હૃદયને રંજિત (અનુરક્ત) કરે, તારા ઘન નિતંબો પર કટિમેખલા, કામદેવના હુકમ છૂટતા હોય તેમ રણઝણી ઊઠે (અર્થાત્ માનવશ બની તેં જે આભૂષણો ઉતારી નાખ્યાં છે તેને રતિક્રીડા માટે પાછા ધારણ કર) હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિના કારણ માન લઇ બેઠી છુ તે

છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનું પાન કરાવ.—૫

स्थलकमलगञ्जनं मम हृदयरञ्जनं
जनितरतिरंगपरभागम् ॥
भण मसृणवाणि करवाणि चरणद्वयं
सरसलसदलक्तकरागम् ॥ प्रिये ॥६॥

સ્થલકમલગંજતા મમ હૃદય રંજતા
રતિવિષે ઉભયને મોદ દેતા
અયિ મસૃણભાષિણી! તવ ચરણયુગ્મને
સરસ અળતો કહે રંગુ જો તો...ચારૂશીલે અલી ૬

હે કોમલ ભાષિણી રાધિકે! તું કહેતી હોય તો સ્થળ કમળોથી પણ વધુ શોભાયમાન, મારા હૃદયનું રંજન કરતા, અને રતિક્રીડામાં પરસ્પરને આનંદ આપતા તારા બે ચરણોને સરસ અળતો લગાવી દઉં, હે પ્રિયે! હે ચારૂશીલે! આમ મારા ઉપર વિના કારણ માન લઇ બેઠી છુ તે છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે તો તારા મુખકમળના મધુનું પાન કરાવ —૬

स्मरगरलखण्डनं ममशिरसिमण्डनं
देहि पदपल्लवमुदारम् ॥
ज्वलति मयि दारुणो मदनकदनानलो
हरतु तदुपहितविकारम् ॥ प्रिये. ॥७॥

મદન–વિષ શમવતા તવ ચરણ–પલ્લવો
મેલ મમ શિરપરે મુકુટ સમ હે
કામ–પાવક દહે દેહ મમ સુંદરી!
ઘોગ, બાધા કરી શાન્ત જે દે....ચારૂશીલે અલી....૭

હે રાધે! કામદેવની પીડાને શમાવતા તારા સુંદર કૂંળાં કૂળાં પાન જેવા પગ કે જે મારે મન મુકુટ જેવા છે તેને, મારા માથા પર રાખ; તે દારૂણ કામાગ્નિ કે જે મને બાળી રહ્યો છે તેને શાન્ત કરે. હે પ્રિયે! હે ચારુશીલે! આમ મારા ઉપર વિના કારણે માન લઈ બેઠી છું તે છોડ, હવે તો કામાગ્નિ મારા ચિત્તને સળગાવી રહ્યો છે, તો તારા મુખકમળના મધુનું પાન કરાવ.—૭

इतिचटुलचाटुपटुचारुमुरवैरिणो
राधिकामधिवचनजातम् ॥
जयतिजयदेवकविभारतीभूषितं
मानिनीजनजनितशातम् ॥...प्रिये. ॥८॥

આમ જયદેવની ચપલ ચારુ મીઠી
ભારતી કથિત મુરવૈરી કેરાં
રાધિકાને કથ્યાં વચન નો થાવ જય
માનિનીને ઘણી શાન્તિ દેતાં. ૮

આ પ્રકારે અતિશય ચતુરાઇ અને પ્રેમરસથી ભરેલાં જયદેવની વાણીથી શોભિત, માનવતી નાયિકાઓને, સુખપ્રદ, અને રાધિકાજી પ્રતિ શ્રીકૃષ્ણે કહેલાં વચનોનો જય થાવ.—૮

इतिश्री गीतगोविन्दे एकोनविंशतितमः प्रबन्धः

આમ શ્રીગીતગોવિંદના દશમા સર્ગમાં પ્રબંધ ઓગણીસમો સમાપ્ત થયો.

इदानीमात्मानं निरपराधं ज्ञापयन् संभोगार्थं प्रोत्साहयन्नाह-

આમ પોતાની જાતને નિરપરાધી જણાવતા શ્રીકૃષ્ણ સંયોગને માટે રાધાને પ્રોત્સાહિત કરતાં કહે છે.

परिहर कृतातङ्के शंकां त्वया सततं घन-
स्तनजघनयाऽऽक्रान्ते स्वान्ते परानवकाशिनी ।
विशति वितनोरन्यो धन्यो न कोऽपि ममान्तरं
स्तनभरपरीरम्भारम्भे विधेहि विधेयताम् ॥ १

વસંતતિલકા

વ્હેમી! નિતંબિની! કઠોર કુચે! ઉરે જો
મારા રહી, અવરને અવકાશ ના; કો
ના ધન્ય કામ વિણ અન્ય ઉરપ્રવેશે
આશ્લેષ દે અવ કુચે ઘન વ્હેમ છોડ. ૧

હે મારી આસનમાં અનેક કુશકાર્યો કરવાવાળી રાધિકે! તું શંકા છોડી દે (કે હું અન્ય નાયિકાની પાસે ગયેલો છું) કારણ કે જ્યારે કઠોર સ્તન અને નિતંબોવાળી તું મારા ચિત્તનો કબજો લે ▒ ત્યારે મારા હૃદયમાં બીજી કોઈ નાયિકાને સ્થાન જ રહેતું નથી. કામદેવ વિના બીજા કોઈનેય મારા ચિત્તમાં પ્રવેશવાનો અવકાશજ મળતો નથી; માટે હે પ્રિયે! સ્તનોદ્વારા આલિંગન આપવા તરફજ ધ્યાન દે.—૧

यद्येवं न प्रत्येषि तदा मय्यपराधानुकूलं दण्डमाचरेत्याह—

જો આ પ્રમાણે તું ન ઇચ્છતી હોય તો મને (મારા આ) અપરાધના પ્રમાણમાં દંડ દે એમ કહેતા કહે છે.—

मुग्धे विधेहि मयि निर्दयदन्तदंशम्
दोर्वल्लिबन्ध निबिडस्तनपीडनानि ।
चण्डि त्वमेव मुदमञ्चय पञ्चबाण
चण्डालकाण्डदलनादसवः प्रयान्ति ॥ २

### વસંતતિલકા

હે દંશ નિર્દય બની દશને મને તું
બાંધી પ્રિયે! ઘન કુચે કરવેલડીથી
હે ચંડી! પીડ, મુદ દે અવ પ્રાણજાય
ચંડાલ આ મદનના છૂટતાં ગરોએ ૨

હે સુંદરી! (જો તારી ગંડા દૂર ન થતી હોય તો) મને અતિ નિર્દયતાભર્યા દંતદાન દે અને બેહાથરૂપી વેલાથી દૃઢ બાંધીને સ્તનો સાથે અપ્ત રીતે મને જકડી લે હે અતિ ક્રુદ્ધ રાધિકે! હવે તો તું જ મને આનંદ પ્રદાન કર, નહિ તો આ ચંડાલ કામદેવનાં બાણોથી મારા પ્રાણ ચાલ્યા જશે —૨

ननु कोपो नास्त्यत आह—

ના, ના, ખરેખર રાધા કોપાયમાન થયેલી નથી તેથી જ તો કહે છે કે—

शशिमुखि तव भातिभंगुरभ्रूः
युवजनमोह कराल कालसर्पो।
तदुदितभयभञ्जनाय यूनां
त्वदधरसीधुसुधैव सिद्धमन्त्रः ॥३॥

### માલિની

શશિમુખિ! તવ ભાસે નાગણી શી કરાલ
ભ્રમર યુવજનોને મોહતી શ્યામ વાંકીઃ
ભૂભય યુવજનોનો ભાંગવાને જ છે તે
તવ અધર-મદિરાશી સુધાસિધ્ધમંત્ર ૩

હે ચન્દ્રમુખી ગધે! યુવાનોને મોહિત (મૂર્ચ્છિત) કરતી તારી ભ્રમરો ભયંકર સર્પિણી જેવી જણાય છે. તે ભ્રમરો રૂપી સર્પિણીથી ઉત્પન્ન થયેલા યુવાનોના ભયનો નાશ કરવા માટે તારા અધરસુધા રસનું પાન એજ એક સિદ્ધ મંત્ર બની રહેશે—૩

> व्यथयति वृथा मौनं तन्वि प्रपञ्चय पञ्चमम्
> तरुणि मधुरालापैस्तापं विनोदय दृष्टिभिः ।
> सुमुखि विमुखीभावं तावद्विमुञ्च न वञ्चय
> स्वयमतिशयस्निग्धो मुग्धे प्रियोऽहमुपस्थितः ॥ ४

ભુજંગી

> વૃથા મૌન તન્વિ! વ્યથે, પંચમે હે
> કરીવાત મીઠી, હરો તાપ; જોઈ,
> ન મોં ફેરવો; વંચશો રાધિકે! ના
> ઊભો હું સ્વયં સ્નિગ્ધ મુગ્ધે! વહાલો. ૪

હે તન્વંગિ ગધે! તેં વિના કારણ લીધેલા અબોલા મને દુઃખ દે છે માટે હે તરુણી! તું કોયલના જેવા મધુર પંચમ સૂરથી કંઈક બોલ, અને પ્રેમભરી નજર નાખીને મને આનંદિત કર. હે ચાર્વાનની રાધે! આમ મોં ફેરવીને રહી છે, તો તેનો ત્યાગ કર. મને આમ છેતરવાનુ છોડીદે. અને હું સ્વયં અનિશ્નેહાળ પ્રેમી (તારી) સામે આવીને ઊભો છું (તો જરા જો તો ખરી!)—૪

अधुना मानापनोदनाय तदङ्गस्तुतिं करोति—

હવે માનવતી રાધાનાં માન મુકાવવા તેના રૂપનાં વખાણ કરે છે

હે મૂર્ખી રાધે ! જેણે મીઠાં મીઠાં વચનોથી તને આજીજીઓ કરી, તારા પગે પડતા જે આવ્યા, અને છેવટે હરે વેતસકુંજમાં ક્રીડા માટે તૈયાર કરેલી શય્યા ભણી જે વળ્યા છે, અને તને અનુકૂળ થયા છે તેવા મધુસૂદન પાસે ચાલ.—૧

घनजघनस्तनभारे दरमन्थरचरणविहारम् ।
मुखरितमणिमञ्जीरमुपैहि विधेहि मरालविकारम् ॥ मुग्धे. २

ઘન નિતંબ-પયોધર ભારના
ચરણમંદ ભર્યે અયિ માંડતી
બજવી નૂપુર હંસની ચાલથી
મૂર્ખ ! જા હરિ પાસ ’લી રાધિકે ! ૨

હે મૂર્ખી, વિશાળ સ્તન તથા નિતંબવાળી હે રાધિકે ! ધીમાં ધીમાં પગલાં માંડીને નૂપુરની ઝાંઝરીઓને ઝણઝણાવતી હંસગતિથી, તને અનુકૂળ થયેલા શ્રી મધુસૂદનની પાસે ચાલ —૨

शृणु रमणीयतरं तरुणीजनमोहनमधुरिपुरावम् ।
कुसुमशरासनशासनवन्दिनि पिकनिकरे भज भावम् ॥ मुग्धे. ३

સુણ મીઠો તરુણીમન મોહતો
રવ મુરારિ તણો, સ્મર આણશા
ટહુકતી પિકના ભજ ભાવને
મૂર્ખ ! જા હરિ પાસ ’લી રાધિકે ! ૩

હે મૂર્ખી રાધે ! યુવતીઓના ચિત્તને મુગ્ધ કરતો શ્રી કૃષ્ણચંદ્રની વાંસળીનો સૂર સાંભળ, અને કામદેવની આજ્ઞાને ધારણ કરતી બંદીજન સમી કોકિલાના ભાવનું સેવન કર તને અનુકૂળ થયેલા શ્રી મધુસૂદનની પાસે ચાલ —૩

अनिलतरलकिसलयनिकरेण करेणलतानिकुरंबम् ।
प्रेरणमिवकरभोरुकरोति गतिप्रतिमुञ्चविलंबम् ॥ मुग्धे....४

પવન કંપિત પલ્લવ શા કરે
અયિ નિતંબિની! વેલડીઓય હા!
"કર ન વાર જવા" ઇતિ પ્રેરતી
મૂરખ! જા હરિ પાસ 'લી રાધિકે! ૪

હે મૂર્ખી કરભોરૂ રાધે! (જો, આ) વેલડીઓ (પણ) તને વાયુથી ડોલતાં પોતાનાં પલ્લવરૂપી હાથથી તને ઈશારો કરે છે કે, 'શ્રી કૃષ્ણચંદ્ર સમીપ જવામા વિલંબ ના કર –જલદી ચાલ" તને અનુકૂળ થયેલા શ્રી મધુસૂદનની પાસે ચાલ —૪

स्फुरितमनङ्गतरङ्गवशादिव सूचितहरिपरिरम्भम् ।
पृच्छ मनोहरहारविमलजलधारं ममुं कुचकुम्भम् ॥ मुग्धे...५

મદનની લહરે કુચકુંભને
નચવતા રસીલી સજ પૂછ, જો
સૂચવના હરિરંભણુનેય તે
મૂરખ! જા હરિ પાસ 'લી રાધિકે! ૫

હે મૂર્ખી રાધે! (જો તને મારા કહેવામા વિશ્વાસ ન બેસતો હોય તો) આ કામદેવના તરંગોને આધીન થઈને કંપતા અને શ્રી કૃષ્ણચંદ્ર સાથેના તારા આલિંગનનું પહેલીથી સૂચન કરી દેતા જલધારારૂપ મનોહર હારયુક્ત કુંભ જેવા તારા સ્તનોનેજ પૂછ (કે તે કેમ ફરકે છે! અર્થાત્ તારા સ્તનોનું કંપનજ સૂચવે છે કે તને શ્રી કૃષ્ણના સંગમની મહેચ્છા છે) તને અનુકૂળ થયેલા શ્રી મધુસૂદનની પાસે ચાલ.—૫

अधिगतमखिलसखीभिरिदं तव वपुरपिरतिरणसज्जम् ।
चण्डि रसितरशनारवडिण्डिममभिसरसरसमलज्जम् ॥ मुग्धे..६

રતિરણે તવ છે વપુ સજ્જ આ
વિદિત તે સખીને સહુ, કાંચિને
ગજવી, લાજ તજી, અભિસારમાં
મૂરખ! જા હરિ પાસ 'લી રાધિકે! ૬

હે રુષ્ટા રાધે! (હવે તો) તારી બધીજ સખાઓને પણ ખબર પડી ગઇ છે કે તારૂં શરીર રતિસંગ્રામમાં ખેલવા માટે થનગની રહ્યુ છે, માટે હે મૂર્ખા! કટિમેખલાની ઘૂઘરીઓને ધમકાવતી ધમકાવતી શરમ છોડીને રસસભર અભિસારના સ્થાનમાં ચાલ. તને અનુકૂળ થયેલા શ્રીમધુસૂદનની પાસે ચાલ.—૬

स्मरशरसुभगनखेनसखी मवलंब्यकरेणसलीलम् ।
चलय वलयक्वणितैरवबोधय हरिमपिनिजगतिशीलम् ॥ मुग्धे..७

ચલ સલીલ સ્મરેષુનખે રૂડા
કરથી સાથ સખી, વલયસ્વને
જણવ આગમને નિજ, નાથને;
મૂરખ! જા હરિ પાસ 'લી રાધિકે. ૭

હે મૂર્ખા રાધે! કામદેવનાં બાણ જેવા સુંદર નખવાળા હાથથી લીલાપૂર્વક સખીનો હાથ પકડીને ચાલ, અને તારા કંકણોને ઝણઝણાવીને તું આવી રહી છે એવી શ્રીકૃષ્ણચન્દ્રને જાણ કર. તને અનુકૂળ થયેલા મધુસૂદનની પાસે ચાલ.—૭

श्रीजयदेव भणितमधरीकृत हारमुदासितवामम् ।
हरिविनिहितमनसामधितिष्ठतु कंठतटीमविरामम् ॥ मुग्धे...८

ધર્ષતું રત્નમાલાને રમા ખિન્ન કરંત જો
જયદેવ રચ્યું ગીત ભક્ત કંઠે રહો સદા ८

રત્નોના હારનો પણ તિરસ્કાર કરે એવું આ શ્રી જયદેવ કવિ રચિત યુવતીઓને ઉદાસીન કરતું ગીત, હરિમાં જેનું ચિત્ત લાગેલું છે તેવા ભક્તજનોના કંઠપ્રદેશમાં સદા નિવાસ કરો —८

इतिश्री गीतगोविन्दे विंशतितमः प्रबन्धः ॥

આમ શ્રીગીતગોવિન્દના અગીઆરમા સર્ગમાં વીસમો પ્રબંધ સમાપ્ત થયો.

इदानीं सखी कृष्णस्य स्नेहातिशय माह—

હવે સખી રાધાને કૃષ્ણના તેના ઉપરના સ્નેહાધિકયનું વર્ણન કરે છે.

सा मां द्रक्ष्यति वक्ष्यति प्रियकथां प्रत्यङ्गमालिङ्गनैः
प्रीतिं यास्यति रंस्यते सखि समागम्येति चिन्ताकुलः ।
स त्वां पश्यति वेपते पुलकयत्यानन्दति स्विद्यति
प्रत्युद्गच्छतिमूर्च्छतिस्थिरतमः पुञ्जेनिकुञ्जेप्रियः ॥ १

શાર્દૂલવિક્રીડિત

"જોશે તે કહશે કથા પ્રિય અને પ્રત્યંગ આલિંગીને
રીઝાશે, રમશે સમાગમ કરી" એવા વિચારે દુખી
તે તુજને નિરખે, ધ્રુજે, પુલકતો, હર્ષે ભીંજાયે પ્રિય
સ્વેદે, ભાન ભૂલી ઊઠે વળી પડે અંધારકુંજે સખી! १

હે સખી રાધે! અત્યંત અંધકારમય કુંજભવનમાં બેઠેલા (તારા) પ્યારા શ્રીકૃષ્ણચન્દ્રજી ચિન્તાવ્યગ્ર બની વિચારે છે કે, "તે રાધિકા આવીને મને જોશે, અને જોતાંવેંતજ મીઠી મીઠી વાતો કરશે અને પછી મને સર્વાંગથી આલિંગન દઈને પ્રસન્ન થશે; ને તે પછી મારી સાથે ક્રીડા કરશે" આમ વિવિધ પ્રકારના મનોરથો સેવતા શ્રીકૃષ્ણ ધ્યાનમાં લીન થઈ જઈ તને જુએ છે, (રાધિકા હવે કોણ જાણે શું નું શું યે કહેશે એવું વિચારી) કંપી ઊઠે છે, (ધ્યાનમાંજ એકતાન થઈ જઈ તારા અંગોનો સ્પર્શ કરી) રોમાન્ચિત થઈ જાય છે, (ધ્યાનમાંજ તારી સાથે રતિક્રીડા કરવાને લીધે) આનંદિત થાય છે અને (રતિક્રીડાના થાકથી) પ્રસ્વેદિત થાય છે, અને (રતિક્રીડા પૂરી થયા બાદ તને પાછી જતી જોતાં, ન જવા દેવા માટે) ઊભા થઈ જાય છે, (પણ તને સામે ન જોતાં) વળી પાછા બેભાન થઈ જાય છે.—૧

अक्ष्णोर्निक्षिपदञ्जनं श्रवणयोस्तापिच्छ गुच्छावलिम्
मूर्ध्नि श्यामसरोजदामकुचयोः कस्तूरिका पत्रकम्
धूर्तानामभिसारसत्वरहृदां विष्वङ्निकुञ्जे सखि
ध्वान्तं नीलनिचोलचारु सुदृशां प्रत्यंगमालिङ्गति ॥२॥

શાર્દૂલવિક્રીડિત

આંખે અંજન. ને તમાલ ઝૂમખાં કાને, શિરે ઇન્દીવર
વેણી, કસ્તૂરીભાત તો સ્તન પરે, ધારંત કુંજે બધી
ભેટે ધ્વાન્ત નીલાં રૂડાં વસન શો કાજે અભિસારના
જાતી ધૂર્ત અધીરી ચારૂનૈનાના બેન પ્રત્યંગને. ૨

હે સખી રાધે! નીલારંગનાં વસ્ત્ર જેવા સુંદર અંધકાર સંકેત સ્થાનમાં જવા માટે ઉતાવળી થતી ધૂર્ત સુનયની નાયિકાઓનાં

નયનોનું કાજળ, કાનમાં લટકાવેલાં તમાલગુચ્છ, અંબોડામાં ગૂંથેલી શ્યામ કમળોની વેણી, અને સ્તન ઉપરની કસ્તૂરીની રચના આદિ ખાસ કરીને નિકુંજમાં સર્વ બાજુએથી સર્વાંગોનું આલિંગન કરે છે અર્થાત્ અત્યારે હવે કોઈપણ આભૂષણ નહિ ધારણ કરે તો પણ ચાલશે કારણ કે અંધકારમાં આ કાજળ, તમાલગુચ્છ વેણી વગેરે આભૂષણોનીજ ગરજ સારે છે.—૨

काश्मीरगौरवपुषा मभिसारिकाणाम्
आबद्धरेखमभितो मणिमञ्जरीभिः ।
एतत्तमाल दलनीलतमं तमिस्रम्
तत्प्रेमहेमनिकषोपलतां तनोति ॥३॥

વસંતતિલકા

આ ગૌર કેસરરૂડી અભિસારિકાઓ
કેરા સીમિત મણિરૂપખંડે, તમાલ
પત્રો સમું તિમિર નીલ ઘણુંજ દીસે
જાણે કશોપલ સનેહ-સુવર્ણ કાજે. ૩

કેસરના જેવી ગોરી અભિસારિકાઓની મણિમ જરીઓની તેજ રેખાઓથી પરિસીમિત થયેલો અને તમાલના પત્ર જેવો અતિ નીલ અંધકાર અભિસારિકાઓના સુવર્ણરૂપ પ્રેમને માટે નિકષોપલ જેવો દેખાય છે અર્થાત્ જેમ કસોટીના પત્થર ઉપર સોનાની પરીક્ષા થાય છે તેમ અંધકારમાંજ પ્રેમાસક્ત નાયિકાની પરીક્ષા થાય છે માટે હે સખા રાધે! તને પણ આ અંધકારનો મોકો મળ્યો છે તો તારા પ્રેમની પરીક્ષા માટે તૈયાર થઈ જા.—૩

हारावली तरल काञ्चन काञ्चिदाम
केयूरकङ्कणमणिद्युतिदीपितस्य ।
द्वारे निकुञ्जनिलयस्य हरिं निरीक्ष्य
व्रीडावतीमथ सखी निजगाद राधाम् ॥४॥

વસંતતિલકા.

મુક્તાવલી, કનક ઝૂલતી મેખલા, ને
કેયૂર, કંકણતણાં મણિએ ઝગંતા
દ્વારે લતાભવનના હરિને નિહાળી
લજ્જાવતી સખી કહે અવ રાધિકાને. ૨

(ત્યારબાદ) મોતીઓના હાર, સોનાનો કંદોરો, બાજુબંધ, અને કંકણોમાં જડેલા મણિઓથી ઝળાંહળાં થઇ રહેલા કુંજભવનના દ્વાર આગળજ ઊભા રહેલા હરિને જોઇને (મેં તેમને કેટકેટલાં કઠોર વચનો કહ્યાં તેવા વિચારે) લજ્જિત થયેલી રાધાજીને કોઇ સખીએ કહ્યું.

સર્ગ-૧૧ પ્રબંધ-૨૧

આ પ્રબંધનાં બધાંજ પદનો ભાવાનુવાદ "ઉપજાતિવૃત્ત" માં કરવામાં આવ્યો છે.

मञ्जुतर कुञ्जतल केलिसदने ।
विलस रतिरभसहसितवदने ॥
प्रविश राधे माधवसमीपमिह ॥ध्रु॥ १

સુહાસિની ! મંજુલ કુંજ માંહે
પ્રવેશ, લીલા-ભવને રતિના
આનંદથી; માધવ પાસ આંહીં
રાધે જઇને કરને વિલાસ

હે રતિક્રીડા કરવાના ઉત્સાહથી પ્રસન્નમુખવાળી રાધિકે ! અતિશય સુંદર કુંજવનમાં આવેલા કેલિસદનમાં પ્રવેશ કર. અને શ્રીકૃષ્ણચન્દ્રની પાસે જઈ તેમની સાથે વિહાર કર—૧

अपिच—

વળી—

नवभवदशोकदलशयनसारे ।
कुच कलश तरल हारे ॥ प्रविश . २

નચાવતી કુમ્ભ સમા કુચોપે
હે ! હાર, કૂંળાં પર્ણે અશોકનાં
રચેલ શય્યાયુત કુંજ માંહે
રાધે ! જઈને કરને વિલાસ. ૨

હે કુંભ જેવા મોટા સ્તન ઉપર ઝૂલતા હાર ધારણ કરનારી રાધે ! કૂંળાં કૂંળાં અશોકનાં પાન બીછાવેલી શય્યવાળા ક્રીડાભવનમાં પ્રવેશ કર અને શ્રીકૃષ્ણચન્દ્રની પાસે જઈ તેમની સાથે વિહાર કર.—૨

कुसुमचयरचितशुचिवासगेहे ।
कुसुमसुकुमारदेहे ॥ प्रविश ...॥३॥

ફૂલો સમાં કોમળ અંગવાળી !
હે ! પુષ્પ કેરા ઢગલે સજેલા
નિકુંજ ગેહે શુચિ ત્યાં પ્રવેશી.
રાધે ! જઈને કરને વિલાસ.

હે પુષ્પના જેવા સુકુમાર દેહવાળી રાધિકે! ફૂલોના ઢગલાથી રચેલા આ શુદ્ધ નિકુંજભવનમા પ્રવેશ કર અને શ્રી કૃષ્ણચન્દ્રની પાસે જઈ તેમની સાથે વિહાર કર—૩

मृदुचलमलयपवनसुरभिशीते ।
रसवलितललितगीते ॥ प्रविश ॥४॥

પ્રેમાળ ને મંજુલગાયિકે હે!
સમીરથી માલય મંદ વ્હેતા
મ્હેકતી શીતળ કુંજ માંહે
રાધે! જઈને કરને વિલાસ. ૪

હે શૃંગાર રસ પ્રચૂર સુંદર ગીતો ગાતી પ્રેમાળ રાધિકે! જ્યા મલયાચલના સંસર્ગથી અતિશય સુગંધિત અને મંદમંદ શીતળ પવન વહી રહ્યો છે તેવા કુંજભવનમા પ્રવેશ કર અને શ્રીકૃષ્ણચન્દ્રની પાસે જઈ તેમની સાથે વિહાર કર—૪

विततबहुवल्लिनवपल्लवघने ।
चिरमिलितपीनजघने ॥ प्रविश ॥५॥

સુપુષ્ટ આકુંચિત અંગવાળી!
છાયેલ કૂંળાદલથી સુઘટ્ટ
વેલો તણા જે બહુ કુંજમા તે
રાધે! જઈને કરને વિલાસ. ૫

હે પુષ્ટ અને આકુંચિત સાથળોવાળી રાધે! ચોતરફ ફેલાયેલી અનેક વેલડીઓના નવા નવા પાનથી છવાયેલી કુંજમા પ્રવેશ કર અને શ્રી કૃષ્ણચન્દ્રની પાસે જઈ તેમની સાથે વિહાર કર.—૫

मधुमिलितमधुपकुलकलित रावे ।
मदनरभसरसभावे ॥ प्रविश ॥६॥

ક્રીડોત્સુકે વેગથી કામના છે !
ગુંજારવે ગુંજિત ષટ્પદોના
મઝેલ ટોળે મધુકાજ કુંજે
રાધે ! જઇને કરને વિલાસ. ६

હે કામના આવેગને લીધે ક્રીડા માટે ઉત્સુક થયેલી રાધે ! પુષ્પોના મધુરસ પીવા માટે એકઠા થયેલા ભ્રમરાઓના ગુંજારવથી શબ્દાયિત કુંજભવનમાં પ્રવેશ અને શ્રીકૃષ્ણચન્દ્રની પાસે જઇ તેમની સાથે વિહાર કર.—૬

मधुतरलपिकनिकरनिनदमुखरे ।
दशनरुचिरुचिरशिखरे ॥ प्रविश ॥७॥

શોભાવતી મસ્તક દંતતેજે
વસંતથી ચંચળ કોયલોના
નિનાદથી કુંજ વિષે ભરેલી
રાધે ! જઇને કરને વિલાસ. ७

હે દંતપ્રભાથી શોભાયમાન શિખર-મણિવાળી રાધિકે ! વસંતઋતુને કારણે ચંચલ કોકિલાઓના કૂજનથી શબ્દાયમાન કુંજભવનમાં પ્રવેશ અને શ્રીકૃષ્ણચન્દ્રની પાસે જઇ તેમની સાથે વિહાર કર.—૭

विहितपद्मावतीसुखसमाजे ।
कुरु मुरारे मंगलशतानि भणति जयदेवकविराजराजे ॥८॥

પદ્માવતીનું સુખ સ્થાપતાને
ઘણું ઘણુંયે કવિરાજ રાજ
ગાતા ગુણો હા ! જયદેવજીનાં
મો સો કરો મંગળ હે મુરારિ! ૮

હે મુરારે! પદ્માવતી (જયદેવ કવિનાં પત્ની) ને માટે સુખનું નિર્માણ કરતા અને સાથે સાથે આપના ગુણોનું ગાન પણ ગાતા કવિરાજ શ્રીજયદેવનાં અનેક અનેક મંગળ કરો.—૮

इति श्री गीतगोविन्दे एकविंशतितमः प्रबन्धः

આમ શ્રીગીતગોવિન્દના અગીયારમા સર્ગમાં એકવીસમો પ્રબંધ સમાપ્ત થયો.

त्वां चित्तेन चिरं वहन्नयमतिश्रान्तो भृशं तापितः
कन्दर्पेण च पातुमिच्छति सुधा संबाध बिम्बाधरम् ।
अस्याङ्कं तदलंकुरु क्षणमिह भ्रूक्षेप लक्ष्मीलव-
क्रीते दास इवोपसेवितपदाम्भोजे कुतः सम्भ्रमः ॥१॥

શાર્દૂલવિક્રીડિત.

ધારંતા સ્મરતાપ તમ ઉરમાં તે કાળ લાંબો તને
બિમ્બોષ્ઠ વલખે સુધા અધરની પીવા અતિશ્રાન્ત તો
તું શોભાવ ઘડીક અંક હરિનો હેશે કટાક્ષશ્રીના
છે વિક્રીત પદાબ્જસેવક વિષે કાં સંભ્રમે દાસશા. ૧

હે રાધે! ઘણા વખત સુધી પોતાના ચિત્તમાં તારૂંજ સ્થાપન કરીને થાકી ગયેલા, અને કામાગ્નિથી સંતપ્ત શ્રી કૃષ્ણચન્દ્રજી તારા બિમ્બો જેવા અધરોનું પાન કરવા વલખી રહ્યા છે; તો થોડા

સમય માટે તો તેમના ખોળાને શોભાવ! (તેમના ખોળામાં જઈને બેસ) અને (કદાચ તેમની પાસે જવામાં હવે તને સંશય-ભય લાગે છે એમ તને થતું હોય તો તે વાત બરાબર નથી કારણ કે) તારી આંખની કૃપાળી ભ્રમ્મરોના હલનચલનના જરા સરખા ઈશારા માત્રથીજ નવા રાખેલા નોકરના જેવા તારા ચરણ કમલોની સેવા કરવાવાળા તે શ્રીકૃષ્ણચન્દ્રની બાબતમાં હવે તને સંશય શાનો ? ભય શાનો ?.—૧

सा ससाध्वससानन्दं गोविन्दे लोललोचना ।
सिञ्जाना मञ्जुमञ्जीरं प्रविवेश निवेशनम् ॥२॥

અનુષ્ટુપ

લજ્જા ને હર્ષની સાથે લોલાક્ષી હરિ કાજ તે
ઝાંઝરો ઝમકાવંતી રૂડી કુંજ વિષે ગઈ. ૨

શ્રીકૃષ્ણચન્દ્રની તરફ આંખો નચાવતી તે રાધા લજ્જા અને આનંદની સાથે પગનાં ઝાંઝર ધમકાવતી ધમકાવતી ક્રીડાભવનમાં પ્રવેશી.—૨

## સર્ગ-૧૧ પ્રબંધ-૨૨

આ પ્રબંધનાં પ્રથમ સાત પદનો ભાવાનુવાદ શાર્દૂલવિક્રીડિત અને આઠમા પદનો ભાવાનુવાદ અનુષ્ટુપવૃત્તમાં કરવામાં આવ્યો છે.

राधावदन विलोकनविकसित विविध विकारविभङ्गम्
जलनिधिमिव विधुमण्डलदर्शन तरलित तुङ्गतरङ्गम् ·
हरिमेकरसं चिरमभिलषित विलासम्
सा ददर्श गुरुहर्षवशंवदवदनमनङ्गनिवासम् ॥ध्रु॥ १

સિન્ધુશા વિધુબિમ્બ દર્શન થતાં છોળે ઊંચી ઉછળતા
આનંદી વિવિધોર્મિએ મદનની મોં જોઈ રાધા તણું
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેચ્છુ તન્મય હરિ કાળેય જોયા ઘણા ૧

સંપૂર્ણ ચન્દ્રમંડળનો ઉદય થતાં ચંચળ અને ઊંચા ઊછળતા તરંગોવાળા સમુદ્રના જેવા, રાધિકાના મુખચન્દ્રનાં દર્શન થતાં આહ્લાદન આદિ વિવિધ પ્રકારના શૃંગારરસના ભાવોયુક્ત, કેવળ રાધિકામાંજ પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની ઈચ્છાવાળા, અતિશય આનંદિત અને પ્રમરસના ભાવોથી પરિપૂર્ણ મુખવાળા શ્રીકૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા કાળે જોયા —૧

हरिममलतरतारमुरसि दधतंपरिलम्बितदूरम् ।
स्फुटतरफेनकदम्बकरम्बितमिव यमुनाजलपूरम् ॥
हरिमेकरसं ॥२॥

કાલિન્દી જલપૂર ફેનિલઘણા સંયુક્ત શા શ્વેત તે
ધારંતા અતિ ગૌર મૌક્તિકતણી માળા ઉરે ઝૂલતી
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેચ્છુ તન્મય હરિ કાળેય જોયા ઘણા ૨

પુષ્કળ અને સફેદ ફીણવાળા યમુનાનાં નીલાં જળના પ્રવાહ જેવા પોતાના હૃદય પર જાનુપર્યંત લટકતા મોતીઓના હારને ધારણ કરેલા અને રાધિકામાં પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની ઈચ્છાવાળા, અતિશય આનંદિત અને કામદેવના ભાવોથી પરિપૂર્ણ મુખવાળા શ્રી કૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા સમયે જોયા.—૨

श्यामल मृदुलकलेवर मण्डनमधिगतगौरदुकूलम् ।
नीलनलिनमिवपीतपरागपटलभरवलयितमूलम् ॥
हरिमेकरसं ॥३॥

જેનું મૂળ પરાગ છાદિત પીળા છે તે નીલા પદ્મના
જેવા, પીતદુકૂલ શ્યામ વપુએ ધારી મૃદુ રાજતા
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેપ્સુ તન્મય હરિ કાળેય જોયા ઘણા. ૩

પીળા રંગની પરાગરજથી આચ્છાદિત મુખવાળાં નીલકમળ
જેવા શ્યામ અને કોમળ શરીર પર પીતામ્બર ધારણ કરેલા અને
રાધિકામાં પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની
ઇચ્છાવાળા, અતિશય આનંદિત અને કામદેવના ભાવોથી પરિપૂર્ણ
મુખવાળા શ્રીકૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા કાળે જોયા.—૩

तरलदृगञ्चल चलन मनोहर वदनजनित रतिरागम् ।
स्फुटकमलोदरखेलितखञ्जन युगमिव शरदि तडागम् ॥
हरिमेकरसं...॥४॥

એકે ખંજનયુગ્મ જ્યાં શરદમાં તેવા પ્રફુલ્લાબ્જમાં
શા કાસાર, કટાક્ષચારૂમુખડે જે તે રતીપ્સા કરે
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેપ્સુ તન્મય હરિ કાળેય જોયા ઘણા. ૪

શરદ ઋતુમાં વિકસિત કમળની મધ્યે ક્રીડા કરતાં બે ખંજન
પક્ષીઓને લીધે હિલોળા લેતા તળાવની માફક અસ્થિરાળી આંખોનાં
બાણ છોડીને મનોહર મુખડાથી સ્ત્રીઓમાં કામભાવનાને જગાડતા
અને રાધિકામાં પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની

ઇચ્છાવાળા અતિશય આનંદિત અને કામદેવના ભાવોથી પરિપૂર્ણ મુખવાળા શ્રીકૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા કાળે જોયા.—૪

वदनकमल परिशीलन मीलित मिहिरसमकुण्डलशोभम् ॥
स्मितरुचिरुचिरसमुल्लसिताधर पल्लवकृतरतिलोभम् ॥
हरिमेकरसं...॥५॥

શોભંતા મુખપદ્મ કુંડલથકી ભેળાં મળ્યાં સૂર્યશાં
જોયા, જે રતિ મિષ્ટ તે મરકલે ખીલ્યા હલોષ્ઠે જણે
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેષુ તન્મય હરિ કાળેય જોયા ઘણા. ૫

મુખકમળના દર્શન માટે સૂર્ય જેવા પ્રકાશિત બે ભેળાં મળેલાં કુંડલોથી સુશોભિત અને મધુર મધુર મંદહાસ્યથી ઉલ્લસિત અધર પલ્લવોદ્વારા ગોપીકાઓમાં રતિભાવની લાલચ દેતા, અને રાધિકામાં પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની ઇચ્છાવાળા, અતિશય આનંદિત અને કામદેવના ભાવોથી પરિપૂર્ણ મુખવાળા શ્રીકૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા કાળે જોયા.—૫

शशिकिरणच्छुरितोदरजलधर सुन्दरकुसुमसुकेशम् ।
तिमिरोदितविधुमण्डलनिर्मल मलयजतिलकनिवेशम् ॥
हरिमेकरसं...॥६॥

શોભે ઉજ્જવળ મધ્યશા ઘનતણા ચંદ્રાંશુએ પુષ્પથી
કેશેગુંફિત ચંદ્રના તિલકથી ધ્વાન્તોદિતેન્દુ સમા
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે . કેલિકલેષુ તન્મય હરિ કાળેય જોયા ઘણા ૬

ચન્દ્રમાનાં કિરણોથી શોભિત વાદળાંના મધ્યભાગ જેવા સુંદર પુષ્પોથી સુશોભિત કેશવાળા અને અંધકારમાં ઉદય પામેલા ચન્દ્રબિંબસમ શ્યામ મુખ ઉપર મલયાગિર ચંદનનું (ચન્દ્ર) તિલક કર્યું છે જેણે તેવા અને રાધિકામાં પ્રીતિ રાખવાવાળા, રાધિકાની સાથે વિહાર કરવાની ઇચ્છાવાળા, અતિશય આનંદિત અને કામદેવના ભાવોથી પરિપૂર્ણ મુખવાળા શ્રીકૃષ્ણચન્દ્રને રાધિકાએ ઘણા લાંબા કાળે જોયા.—૬

विपुलपुलकभर दन्तुरितं रतिकेलिकलाभिरधीरम् ।
मणिगणकिरणसमूहसमुज्ज्वल भूषणं सुभगशरीरम् ॥
हरिमेकरसं...॥७॥

કેલીકાજ અધીર, શોભિત રહે, રોમાન્ચને પામતા
કાયાથી મણિઅંશુએ ચમકતાં આભૂષણે રાજતા
કંદર્પે ઉત્ફુલ્લ આસ્યયુત ને ગાઢા વશી હર્ષથી
તેણે કેલિકલેષ્સુ તન્મય હરિ કાળેય જોયા ઘણા. ૭

જયદેવનણા વાણીવિભવે ભૂષણો તણો
એવડો ભાગ જે પામ્યા, અને સંસાર-અબ્ધિમાં
પાગનાં પુણ્યના સારરૂપ વિશ્વેશને (તમે)
હૈયામાં ધારીને (ભક્તજનો સર્વે) નમો નમો   ૮

હે ભક્તજનો, શ્રીજયદેવના વાણિવૈભવના પ્રભાવથી જેનાં આભૂષણોનો ભાગ બમણો થઈ ગયો અને ભવસાગરમાં તણાતા જીવોને માટે પૂર્વ જન્મોના પુણ્ય પ્રગટ થતાં જે સારરૂપ-નૌકારૂપ બની રહ્યા છે તે શ્રી કૃષ્ણચન્દ્રને હૃદયમાં ધારણ કરીને તેમને નમસ્કાર કરો —૮

इतिश्री गीतगोविन्दे द्वाविंशतितमः प्रबन्धः

આમ શ્રીગીતગોવિન્દના અગિયારમા સર્ગમાં પ્રબન્ધ બાવીસમો સમાપ્ત થયો.

अतिक्रम्यापाङ्गं श्रवणपथपर्यन्तगमन-
प्रयासेनेवाक्ष्णोस्तरलतरतारं पतितयोः
इदानीं राधायाः प्रियतमसमालोकसमये
पपात स्वेदाम्बुप्रसर इव हर्षाश्रुनिकरः ॥१॥

શિખરિણી.

હવે રાધાજીના પ્રિયતમતણા દર્શન સમે
અપાંગો ઓળંગી શ્રવણપથ પર્યન્ત ધસતા
પ્રયાસે, ઢળેલા અતિ તરલ બે નેનથી વહે
વળેલા ઘર્મામ્બુસમ હરખના આંસુ અતિશે   ૧

હવે પ્રિયતમ શ્રીકૃષ્ણચન્દ્રના દર્શન કરતી વખતે અપાગનું અતિક્રમણ કરીને કર્ણભાગ પર્યંત પહોચવાના પ્રયાસથી રાધાના નીચા ઢળી પડેલા નયનોમાથી પરસેવાના રેલા છૂટતા હોય તેના દુઃખના આસુ સરવા માડયા.—૧

> भजन्त्यास्तल्पान्तं कृतकपटकण्डूतिपिहित
> स्मिते याते गेहाद्बहिरवहितालीं परिजने ।
> प्रियास्यं पश्यन्त्याः स्मरशरवशाकृतसुभगं
> सलज्जा लज्जापिव्यगमदिव दूरं मृगदृशः ॥२॥

शिખरिણી

મિષે કંડૂના સૌ સ્મિત સખી છુપાવી ભવનથી
જતા, શય્યારૂઢા મદનશરથાર વિવશ હા!
નિહાળંતી વ્હાલાતણું વદન લજ્જા જતી રહી
મૃગાક્ષી ગધાની પણ શરમથી દૂર અતિશે   ૨

કાન વગેરે ખંજવાળવાના બહાને (મો ઉપર આવી રહેલા) હાસ્યને છુપાવતુ સખીવૃન્દ કુંજભવનની બહાર નીકળી જતાં, કામદેવના બાણોને વશ થઈ ગયેલા શ્રીકૃષ્ણચન્દ્રના મુખારવિન્દને નિહાળતી શય્યારૂઢ રાધિકાની લજ્જા પણ લજ્જિત બનીને દૂર જતી રહી —૨

> जयश्रीविन्यस्तैर्महित इव मन्दारकुसुमैः
> स्वयसिन्दूरेण द्विपरणमुदा मुद्रितइव ।
> भुजापीडक्रीडाहत कुवलयापीडकरिण.
> प्रकीर्णासृग्बिन्दु र्जयति भुजदण्डो मुरजित. ॥३॥

### શિખરિણી

સુરારિનો શોભે ભુજ કુવલયાપીડ રમતે
હણતાં રેલાતો રૂધિર થકી મંદારકુસુમે
જયશ્રીએ જાણે પૂજિત, ગજસંગ્રામ વિજયે
સ્વયં સિન્દૂરે વા હરખથી પ્રભુએ ચરચિયો. ૩

ભુજાઓની રમતમાત્રથી કંસના કુવલયાપીડ નામના હાથીને મારનારા શ્રીકૃષ્ણચન્દ્રનો લોહીનાં ટીપાંઓથી છંટાયેલો બાહુદંડ જાણે કુવલયાપીડ સાથેના વિજયથી પ્રસન્ન થઈને શ્રીકૃષ્ણચન્દ્રે પોતાની મેળેજ સિન્દૂરથી વિભૂષિત ન કર્યો હોય ! અથવા તો વિજયની દેવીએ જાણે પારિજાતકનાં પુષ્પોથી તે ભુજદંડની અર્ચના ન કરી હોય ! તેવો તે ભુજદંડ સર્વ રીતે શોભી રહ્યો છે.—૩

**इतिश्रीजयदेव कविराजकृतगीतगोविन्देऽभिसारिकावर्णने सानन्द गोविन्दोनाम एकादशः सर्गः ॥**

આમ શ્રી જયદેવકવિ વિરચિત ગીતગોવિન્દ નામના મહાકાવ્યમાં "અભિસારિકા વર્ણનમાં સાનંદગોવિન્દ" નામનો અગિયારમો સર્ગ સમાપ્ત થયો.

## द्वादशः सर्गः — બારમો સર્ગ

त्रयोविंशतितमः प्रबन्धः — પ્રબંધ ૨૩ મો

गतवति सखीवृन्देऽमन्दत्रपाभरनिर्भर-
स्मरशरवशाकूतस्फीतस्मितस्नपिताधराम् ।
सरसमनसं दृष्ट्वा राधां मुहुर्नवपल्लव-
प्रसवशयने निक्षिप्ताक्षी मुवाच हरिः प्रियाम् ॥१॥

### શાર્દૂલવિક્રીડિત

આલીવૃન્દ જતાં; ઘણી શરમના ભારે ભરી, કામના
બાણે હા! વશ જે થતાં અધર છે ભૂરિસ્મિતે ક્રીડતા
જેના, તે અનુરાગિની કિસલયે ને પુષ્પની સેજપે
ઢાળી નેન નિહાળતી હરિ વદે રાધાજીને જોઇને. ૧

હવે સખીઓનું ટોળું કુંજભવનની બહાર જતું રહેતાં અતિ-શય લજ્જાના ભારથી અને કામદેવનાં બાણો વડે વશીભૂત થતાં વધેલા સ્મિતયુકત અધરવાળી, અને તાજાં તાજાં પલ્લવો અને પુષ્પોથી બિછાવેલી શય્યા ઉપર નયનો ઢાળી નિહાળી રહેલી તે અનુરાગિની રાધિકાને જોઇને શ્રી કૃષ્ણચંદ્ર (આમ) બોલ્યા.—૧

## સર્ગ-૧૨ પ્રબંધ-૨૩

આ પ્રબંધનાં બધાંજ પદનો ભાવાનુવાદ "વસંતતિલકાવૃત્ત" માં કરવામાં આવ્યો છે.

किसलयशयनतले कुरु कामिनि चरणनलिनविनिवेशम् ।
तवपदपल्लववैरिपराभवमिदमनुभवतु सुवेशम् ॥
क्षण मधुना नारायण मनुगत मनुसर राधिके ॥ ध्रु. ॥१॥

શય્યા વિષે દલની કોમલ પાદપદ્મ
હે રાખ કામિની! ભલે ચગદાઈને આ
છો પાદપલ્લવ થકી રિપુશી જીતાયે
રાધે! તને વશ ઘડી હરિવેંણુ માન. ૧

હે કામિની! આ કોમળ કોમળ પાનની શય્યાપર તારા ચરણારવિન્દને રાખ અને તારા શત્રુસમી આ સરસ સજાવેલી શય્યાને ચગદી નાખી તેનો પરાભવ કર. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂલ થા.—૧

करकमलेन करोमि चरणमहमागमितासि विदूरम् ।
क्षण मुपकुरु शयनोपरि मामिव नूपुरमनुगतिशूरम् ॥
क्षणमधुना॥२॥

ચાંપું કરે ચરણ લે તું મદર્થ દૂર
આવી, સહાગમનશૂર નૂપુરનોયે
સેજે સુહાવી કર પાડ તું જેમ મારી
રાધે તને વશ ઘડી હરિવેંણુ માન. ૨

હે રાધે! મારા માટે તું ઘણે દૂર સુધી આવી પહોંચી છું માટે મારા કમળ જેવા સુંવાળા હાથ વડે લાવ તારા પગ ચાંપું, અને શય્યાપર આરૂઢ થઈને મારી માફક આ તારી સાથે સાથે આવેલાં શૂરવીર નૂપુરો ઉપર પણ ઉપકાર કર અર્થાત્ જેવી રીતે આલિંગન વિગેરેથી મારી ઉપર ઉપકાર કરે █ તેવી રીતે આ નૂપુરોને પણ શય્યા પર રાખીને તેમનો પણ ઉપકાર કર. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂલ થા.—૨

वदनसुधानिधि गलितममृतमिव रचय वचनमनुकूलम् ।
विरहमिवापनयामि पयोधर रोधक मुरसि दुकूलम् ॥
क्षणमधुना....॥३॥

મોંથી સુધા સમ કહે વિધુશા ઝરંત
હે! ભાવતાં વચન, દૂરકરૂં દુકૂલ
હે અંતરાયરૂપ ઢાંકત બે સ્તનોને
રાધે તને વશઘડી હરિવેંણુ માન. ૩

હે રાધે! તું તારા ચંદ્રમંડળ જેવા મુખમાંથી નીકળતા અમૃત જેવા વચનોથી જરા વાત તો કર, અને લે, વક્ષસ્થળ ઉપરના તારા સ્તનોને ઢાંકતું આપણી વચ્ચેની એકતાના અંતરાયરૂપ જે આ દુકૂલ છે તેને હું હટાવી દઉં છું. હે રાધિકે! થોડીવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂળ થા —૩

प्रियपरिरम्भण रभसवलितमिवपुलकित मतिदुरवापम्
मदुरसि कुचकलश विनिवेशय शोषय मनसिजतापम् ॥
क्षणमधुना ॥४॥

આવેગથી થનગની ઊઠતા દુરાપ
આલિંગવા પુલકતા કુચકુંભ ઢાળ
મારા ઉરે, સખી! શમાવ મનોજતાપ
રાધે તને વશઘડી હરિવેણુ માન ૪

વ્હાલાને આલિંગન આપવાને માટેજ જાણે ઘણા આવેગથી થનગની રહ્યા હોય તેવા રોમાન્ચિત અને અન્ય જનોને માટે તો દુર્લભ એવા તારા કુંભ જેવા સ્તનયુગ્મને મારી છાતી ઉપર દાબી દે અને મારા કામાગ્નિને શાંત કર. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂળ થા —૪

अधर सुधारसमुपनय भामिनि जीवय मृतमिव दासम् ।
त्वयि विनिहितमनस विरहानल दग्धवपुषमविलासम् ॥
क्षणमधुना ॥५॥

ભામે! દઈ અધરના અમીપાન, મગ્ન
તારા વિષે, મૃત સમા વિરહાગ્નિદગ્ધ
હે દાસને અસુખિયા મુજને ઉગારી
રાધે તને વશઘડી હરિવેણુ માન ૫

હે ભામિની! તારા અધર-સુધાનું મને પાન કરાવીને તારામાં જેનું ચિત્ત આસક્ત છે તેમજ વિરહાગ્નિથી જેનું શરીર બળ્યું બળ્યું થઈ રહ્યું છે તેવા વિલાસથી વંચિત એવા મરેલા જેવા તારા આ દાસને જીવતદાન દે. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂળ થા —૫

शशिमुखि मुखरय मणिरसनागुण मनुगुणकण्ठनिनादम् ।
मम श्रुतियुगले पिकरुतविकले शमय चिरादवसादम् ॥
क्षणमधुना ॥६॥

કાંચી તણી ઘૂઘરીઓ તવ બોલ જેવી
ચંદ્રાનને! ધમધમાવ, શમાવ મારા
હા! કર્ણના દુઃખ રવે પિક વિહ્વળા જે
ગપે તને વશધરી હરિએંપુ માન ૬

હે ચંદ્રમુખી રાધે! તારા કંઠના મધુર મધુર શબ્દોના જેવી તારી કેડના મણિજડિત કંદોરાની ઘૂઘરીઓને રણકાવ અને (આ-કુંજની) કોકિલાઓના પંચમસૂરોથી દુઃખી દુઃખી થઈ ગયેલા મારા કાનની વ્યથાને શમાવ. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને-નારાયણને અનુકૂળ થા —૬

किञ्चिदवलोकयन्तीमाह –

આટલું મનાવ્યા બાદ સહેજ પોતાના તરફ જોતી રાધિકાને કહે છે—

मामतिविफलरुषा विकलीकृत मवलोकितुमधुनेदम् ।
मीलति लज्जितमिव नयनं तव विरम विसृज रतिखेदम् ॥
क्षणमधुना ॥७॥

રોપે નિરર્થક મને તવ આવરાં હે!
જાણે હવે શરમથી અવ પેખવાને
આ નેન, તો વિરમ, ને રતિખેદ છોડ
રાધે! તને વશઘડી હરિવેણુ માન.

હે સુંદરી! મને નિરખવાને માટે વિકળ થઈ રહેલાં તારાં નયનો આમ નકામાં ઉસણાં લેવાથી જાણે શરમાતાં હોય તેમ હળી પડે છે તો હવે રોષ છોડી દે અને રતિખેદનો ત્યાગ કર. હે રાધિકે! થોડીકવાર માટે તો તને આધીન એવા મને—નારાયણને અનુકૂલ થા.–૭

श्रीजयदेवकवेरिदमनुपद निगदितमधुरिपुमोदम् ।
जनयतु रसिकजनेषु मनोरमरतिरसभाव विनोदम् ॥
क्षणमधुना ..॥८॥

આમોદ ગીત હરિનું પ્રતિપંક્તિ ગાત
હો અંતરે રસિકના જયદેવનું આ
ભાવો મનોહર રતિરસના વિનોદ. ૮

પદ પદમાં શ્રી કૃષ્ણચંદ્રના આનંદને વર્ણવતું શ્રી જયદેવ કવિનું રચેલું આ ગીત રસિકજનોના અંતરમાં રતિરસ તથા સાત્વિક ભાવ વિનોદ પ્રકટ કરો.—૮

इति श्री गीतगोविन्दे त्रयोविंशतितमः प्रबन्धः ॥

આમ શ્રી ગીતગોવિન્દના બારમા સર્ગમાં ત્રેવીસમો પ્રબંધ સમાપ્ત થયો.

સર્ગ ૧૨ પ્રબંધ ૨૪

इदानीं सुरतारम्भं निरूपयति

હવે સુરતારંભનું નિરૂપણ કરે છે.

प्रत्यूहः पुलकाङ्कुरेण निविडाश्लेषे निमेषेण च
क्रीडाकूतविलोकितेऽधरसुधापाने कथाकेलिभिः ।
आनन्दाधिगमेन मन्मथकलायुद्धेऽपि यस्मिन्नभू-
दुद्भूतः स तयोर्बभूव सुरतारम्भः प्रियं भावुकः ॥१॥

શાર્દૂલવિક્રીડિત

ગાઢા જ્યાં પરિરંભણે કનડતાં રોમાન્ચ, કેલી સમે
જોતાં સાશય જ્યાં નિમેષ્ય નડે, પીયૂષપીતાં નડે
સીત્કારે અધરોષ્ઠનો, મદનની પૂરી મજા માણતાં
આનંદેય નડે; થઈ યુગલની તેવી લીલા ભાવતી. ૧

શ્રી કૃષ્ણ અને રાધિકાજીના પરમ પાવનકારી સુરતનો પ્રારંભ થયો તે સમયે ગાઢાં આલિંગન દેતાં "રોમાન્ચ" વિઘ્નકારી માલૂમ પડતો હતો, ક્રીડા સમયે સાભિપ્રાયપૂર્વક એકબીજાને નિરખતાં નિમેષ વિઘ્નરૂપ થતો હતો અધરસુધાપાન કરતી વખતે થતો "સીત્કાર" પણ બાધાકારક નીવડતો હતો, અને વિવિધ પ્રકારની કામકલાઓ યુક્ત સુરતરૂપ સંગ્રામમાં સ્વયં "આનંદ"ની પ્રાપ્તિ પણ વિઘ્નરૂપ જણાતી હતી—૧

तदेव विपरीताख्य उक्तिवैचित्र्येण कथयति—

એજ હકીકતને "કવિ" વિપરીત રીતે વિચિત્રતાપૂર્વક રજુ કરે છે—

दोर्भ्यां संयमित. पयोधरभरेणापीडितः पाणिजै-
राविद्धोदशने. क्षताधरपुट श्रोणीतटेत्ताहतः ।
हस्तेनानमित कचेऽधरमधुस्यन्देन सम्मोहित
कान्त. कामपितृप्तिमापतदहोकामस्य वामा गतिः ॥२॥

### શાર્દૂલવિક્રીડિત

બંધાતા ભુજથી, પયોધર તણા ભારે દબાતા, નખે
વીંધાતા, દશને ક્ષતોષ્ઠયુત, ને થાપે પિટાતા, કરે
ખેંચાતા કચ જે નમેલ, અધરારિષ્ટે થતા મુગ્ધ તે
વ્હાલા તૃપ્ત થયા, અહા મદનની છે ચાલ આડીજને! ૨

રાધાજીના બે હાથથી બંધાતાં, ઉંચા અને ઘટ્ટ સ્તનોદ્વારા દબાતા, હાથના નખથી વીંધાતા, દાંતથી અધર ઉપર દાંત થતા, મોગ નિતંબવાળી ભાગે કેડથી ધિમાઈ જતા, હાથ વડે વાળના ખેંચાવાથી નમી જતા, અને અધરસુધાથી સંમોહિત થઈ જતા વ્હાલા કનૈયાએ કંઈ અનેરી તૃપ્તિ અનુભવી. ખરેખર કામદેવની ચાલજ આડાઈ! અર્થાત બીજી કોઈ વ્યક્તિ જો આવી (હાનિકારક) પ્રક્રિયાઓ પોતાના ઉપર આચરે તો માણસ અવશ્ય કોધે ભરાય પણ પોતાની પ્રેયસી-દ્વારા આવી ક્રિયાઓ થાજાતા ઊલટાનો માણસ પ્રસન્નતા અનુભવે છે માટેજ કામદેવની ચાલને આડી ગણી છે.—૨

तदेव पुनः कथयति-

એની એજ વાત ફરી કહે છે

मारांके रतिकेलिसंकुलरणारम्भे तया साहस-
प्राय कान्तजयायकिञ्चिदुपरि प्रारम्भितत्सम्भ्रमात् ।
निष्पन्दा जघनस्थली शिथिलिता दोर्वल्लि रुत्कम्पितम्
वक्षो मीलितमक्षि पौरुषरसं स्त्रीणां कुतः सिद्ध्यति ॥३॥

શાર્દૂલવિક્રીડિત.

રાધાએ સ્મર વાધતાં પ્રિયુજીને કામક્રીડાવિગ્રહે
ભારે સાહસ જીતવા કર્યું તદા આરોહીને સંભ્રમે
અંગો થૈ જડ શી, થઈ ભુજલતા ઢીલી, પ્રકંપ્યું વળી
હૈયું, નેંન ઢળ્યાં, થતુ સફળ શું પૌરૂષ નારીજને। ૩

સુરતક્રીડારૂપી સંગ્રામમાં કામોદ્દિપિતના સ્પષ્ટ ચિહ્નો જણાતાં તે રાધાએ પોતાના વ્હાલા શ્રી કૃષ્ણચંદ્રજીને જીતવા માટે સંભ્રમપૂર્વક થોડાક સમયને માટે સાહસથી વિપરીત રતિનો આરંભ કર્યો (પુરૂષ નીચે હોય અને સ્ત્રી ઉપર રહી કામક્રીડા કરે તેને વિપરીત રતિ કહે છે) ત્યારે તેની (રાધાજીની) અંગો જડ જેવી થઇ ગઇ, હાથની પક્કડ ઢીલી પડી ગઈ, હૃદય ધડકવા લાગ્યું, નેત્રો મીંચાઇ ગયાં, સ્ત્રીઓ કેવી રીતે પુરૂષની પેઠે કામક્રીડા માણવાની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે?—૩

तस्याः पाटलपाणिजांकितमुरोऽनिद्राकषाये दृशौ
निर्धूताधरशोणिमा विलुलितस्रस्तस्रजोमूर्धजाः।
काञ्चीदामदरश्लथाञ्चलमितिप्रातर्निपातैर्दृशो-
रेभिः कामशरैस्तदद्भुतमहोपत्युर्मनः कीलितम् ॥ ४ ॥

શાર્દૂલવિક્રીડિત.

રાતાં નેન ઉજાગરે, સ્તન નખે રાતા ઘવાયેલ તો,
લુછાયેલ રતાશ તો અધરની, ને કેશ-વેણી ઢીલાં
કાંચી અંગલ વ્હાલીના નિરખતાં વ્હાણે અહો! નેંનથી
વીંધાયું ઉર નાથનું સ્મરશરે આવાય આશ્ચર્ય તે. ૪

શ્રી કૃષ્ણચન્દ્રના રતાનન્દથી ચિહ્નિત રાધાજીના સ્તન, ગાલ્યી ગનના ઉજાગરાથી રાતીચોળ થયેલી આંખો, ચુંબનાદિથી નષ્ટ થયેલી અધરોષ્ઠની લાલિમા, ચુંદાઓને લીધી પડી ગયેલી વેણીવાળા કેશ, સરી પડેલું દેહનું ઉપવસ્ત્ર, વહાણું વાયે આ બધું જોતાં સ્વામી શ્રી કૃષ્ણચંદ્રનું મન કામદેવનાં બાણોથી વીંધાઈ ગયું તે ખરેખર આશ્ચર્યજનક છે (ખરી રીતે તો જેને બાણ વાગે તેનું મન વીંધાય પણ અહીં તો નખક્ષત-જાગરણ -ચુંબન કેશપાસનું ખેંચાવું અને નીવિગ્રંથી વિમોચનરૂપ પાંચ બાણો વાગ્યાં રાધિકાને અને મન વીંધાયુ શ્રી કૃષ્ણચંદ્રનું તે અચરજની વાત છે.—૪

त्वामप्राप्य मयि स्वयंवरपरां क्षीरोदतीरोदरे
शंके सुन्दरि कालकूटमपिबन्मूढो मृडानीपतिः ।
इत्थं पूर्वकथाभिरन्यमनसो विक्षिप्य वामाञ्चलम्
राधायाः स्तनकोरकोपरि लसन्नेत्रो हरिः पातु वः ॥५॥

शार्दूलविक्रीडित

ઇચ્છંતી વરવા મનેજ ન તને પામી ક્ષીરાબ્ધિ તટે
માનું સુંદરી! કાલકૂટવિષ હા! પીધું શિવે મૂઢ એ
વાણી આમ કથા કહી મન બીજે રાધાતણો છેડલો
ખેંચીને સ્તન અગ્રપે નિરખતા રક્ષો પ્રભુ આપને. ૫

"હે સુંદરી! હે રાધિકે! ક્ષીરસમુદ્રના તટ ઉપર સ્વયંવરમાં મનેજ વરવાની ઈચ્છાવાળી એવી તને ન મેળવતાં મહાદેવજીએ વિષપાન કર્યું હશે એમ મને લાગે છે." આમ પોતાના પૂર્વજન્મની કથામાં જેનું મન વાળેલું છે તેવાં (લક્ષ્મીજી=રાધાજી) રાધાજીનો પાલવ ખેંચી લઈને તેમના સ્તનમંડલના અગ્રભાગને નિરખતા શ્રી કૃષ્ણચન્દ્ર તમારી રક્ષા કરો.—૫

व्यालोलः केशपाशस्तरलितमलकैः स्वेदलोलौ कपोलौ
स्पष्टा दष्टाधरश्रीः कुचकलशरुचा हारिता हारयष्टिः ।
काञ्चीकाञ्चिद्गताशांस्तनजघनपदं पाणिनाच्छाद्य सद्यः
पश्यन्ती चात्मरूपंतदपिविलुलितस्रग्धरेयं धिनोति ॥६॥

સ્રગ્ધરા

છૂટો અંબોરડો છે, અટક ફરફરે, સ્વેદ છાયો કપોલે,
દંશે ઓષ્ઠેય શોભે, કલશકુચરૂપે સ્તનમાલાય હારે,
કાંચી કોઈ દિશામા સરી, કુચ જઘનો હસ્તથી સદ્ય ઢાંકી
પોતાનુ અંગ જોતી તદપિ વિલુલિત સ્રગ્ધરા તે પ્રમોદે. ૬

વાળનો અંબોડો વીખરાઇ ગયેલો છે, અને લટો આમતેમ ફરક્યા કરે છે; પરસેવાનાં બિન્દુઓથી ગાલ ભીંજાઇ ગયેલા છે, અધરકાન્તિ સ્પષ્ટ તથા દંશિત થયેલી જણાય છે, કલશ જેવા સ્તનમંડળની શોભાથી મણિમંડિત હારની શોભા પણ હરાઈ ગયેલી છે, ને કેડનું વસ્ત્ર તો વળી કોઈ દિશામાં જઈને પડ્યું છે; આમ આવી દશા થઈ ગયેલી હોવા છતાં પણ પોતાના હાથથી સ્તન અને જઘનપ્રદેશને આચ્છાદિત કરીને પોતાનું કઠંગુરૂપ જોતી ફૂલોની ચૂંથાઈ ગયેલી માળાને ધારણ કરેલી તે (રમિણી) (શ્રી કૃષ્ણચંદ્રના મનને) પ્રસન્ન કરે છે.—૬

ईषन्मीलितदृष्टिमुग्धहसितं सीत्कारधारा वशाद्
अव्यक्ताकुलकेलिकाकुविकसद्दंतांशुधौताधरम् ।
श्वासोत्कम्पिपयोधरोपरि परिष्वङ्गात्कुरङ्गी दृशो
हर्षोत्कर्षविमुक्तनिःसहतनोर्धन्यो धयत्याननम् ॥७॥

શાર્દૂલવિક્રીડિત

ભેટાનાં કુચ કંપતા પર પડી શ્વાસે, ઢીલી બાપડી
હર્ષે હા! હરિણાક્ષીના નયન બે ઢાળેલ, મલકાટ ને
સીત્કારે રતિકાળના વિકળ હા! શબ્દોથી દંતાશુએ
ઉત્ફુલ્લાસ્યનું પાન ધન્યજ કરે શુદ્ધોષ્ઠથી ઓપતા ૭

કામક્રીડાથી વધેલા શ્વાસને લીધે થોડા થોડા કંપતા સ્તનોનું આલિંગન થતાં આનંદના અતિરેકથી ઢીલી અને નિઃસહાય જેવી પડેલી મૃગનયનીના અધમીંચાયેલા નયનો –મધુર હાસ્ય –અને ક્રીડા સમયે થતી સીત્કાર શબ્દોની પરંપરાથી અપ્રકટ અને વ્યાકુળ ભય-વચનોથી વિકસિત અને (તેથી જણાતી) દંતપંક્તિઓના પ્રકાશથી પરિમાર્જિત અધરયુક્ત મુખનું ભાગ્યવાન જ પાન કરે છે—૭

अथ सा निर्गताबाधा राधा स्वाधीनभर्तृका ।
निजगाद रतिक्लान्तं कान्तं मण्डनवांछया ॥८॥

અનુષ્ટુપ

પીડાહીન હવે રાધા ભર્તાને જે થઈ વશ
વ્હાલાને તે રતિક્લાન્ત કહે છે શણગારવા ૮

હવે સુરતાન્તે સ્વાધીન વશ અને કામદેવની પીડાથી રહિત તે રાધા, કામના થાકથી ખિન્ન થયેલા વ્હાલાને પોતાને શણગાર સજાવવાની ઇચ્છાથી બોલી —૮

इति च सहसाप्रीतं सुरतान्ते मानितातिखिन्नाङ्गी ।
राधा जगाद सादर मिदमानन्देन गोविन्दम् ॥९॥

અનુષ્ટુપ

કામક્રીડા પછી આમ રાધા સંમાનિતા કહે
થાકેલી, હરિને હૃષ્ટ આનંદે વિનતિ સહ. ૯

શ્રી કૃષ્ણચંદ્રથી સન્માનિતા અને કામક્રીડાના થાકથી લોથપોથ થઈ ગયેલી તે રાધાએ સુરતાન્તે આદર સહિત કામતૃપ્તિથી ખુશ ખુશાલ થઈ ગયેલા શ્રી કૃષ્ણચંદ્રને આનંદપૂર્વક આમ કહ્યું —૯

यद् यद् राधा निजगाद तदेव गीतेनाह–

રાધાએ જે જે કહ્યું તે બધું કવિ ગીતના સ્વરૂપમાં કહે છે.

**સર્ગ-૧૨ પ્રબંધ-૨૪**

આ પ્રબંધના તમામ પદનો ભાવાનુવાદ 'વસંતતિલકાવૃત્ત'માં કરવામાં આવ્યો છે

कुरु यदुनन्दन चन्दनशिशिरतरेणकरेण पयोधरे ।
मृगमदपत्रकमत्रमनोभवमङ्गलकलशसहोदरे ॥
निजगाद सा यदुनन્दने क्रीडति हृदयानन्दने ॥ध्रुं॥ ॥१॥

હે નાથ ચંદનશીળા કરથી સ્તનોપે
આ મારના કલશમંગળ શા ઊંચેરા
કસ્તુરીએ મકરમત્સ્યની ભાત પૂરો
તે મોહતા રતિનિમગ્ન કહે હરિને. ૧

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદ્રજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે યદુનન્દન! ચંદનના જેવા અતિ શીતળ તમારા હાથથી મદનમંદિરના મંગળકળશરૂપ મારા સ્તનો ઉપર કસ્તૂરીથી ચિત્રાવલી પાડો.—૧

अलिकुलगञ्जन संजनकं रतिनायक सायकमोचने ।
त्वदधर चुम्बनलम्बितकज्जलमुज्ज्वलय प्रियलोचने ॥
निजगाद . ॥२॥

લુછાયલી અધરચુમ્બનથી તમારા
કંદર્પનાં નયનમાં શર ફેંકતાં હે
આંજો દ્વિરેફકુળગંજન મેંશ ફેર
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને. ૨

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રીકૃષ્ણચંદજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે પ્યારા! કામદેવનાં બાણુને ફેંકતાં અને ભમરાઓના સમૂહની શોભાનો પણ તિરસ્કાર કરતાં મારાં નયનોમાં તમારા અધરદ્વારા થયેલા ચુંબનથી લુછાયેલી કાજળને (મારી આંખોને) સાફ કરીને ફરીથી આંજો.—૨

नयनकुरंगतरंगविलासनिरोधकरे श्रुतिमण्डले ।
मनसिजपाशविलासधरे शुभवेष निवेशयकुण्डले ॥
निजगाद...॥३॥

અર્પો ફલંગ ભરતાં રમતાં મૃગો શાં
જે રોકતા નયન તે શુભવેષ! કાને
કંદર્પપાશ સમ કુંડલ ખેલતાં બે
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને. ૩

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે સુંદરવેષધારી! હરણાં જેવી મારાં નયનોની ફલંગોની ખેલકૂદને રોકતા મારા બન્ને કાનમાં કામદેવના પાશ જેવાં કુંડલો પહેરાવો.—૩

भ्रमरचयं रचयन्तमुपरि रुचिरं सुचिरं ममसम्मुखे ।
जितकमले विमलं परिकर्मय नर्मजनक मलकंमुखे ॥
निजगाद...॥४॥

મારા રૂડા વદનપે પિયુ! પદ્માથીયે
કંદર્પને જગવતી અલિજૂથ જેવી
ચૂંથો ફરી ફરકતી લટને રૂપાળી
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને. ૪

જયારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદ્રજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે વ્હાલા! કમળની શોભાને પણ ઝાંખી પાડી દેતાં મારા રૂપાળા મુખારવિન્દ ઉપર ભમરાઓનાં ઊમટતાં આહ્લાદપ્રદ અને સુંદર ટોળાં જેવા વાળને ઠીક કરીને ચૂંથો.—૪

मृगमदरसवलितं ललितं कुरु तिलकमलिकरजनीकरे ।
विहितकलंककलं कमलानन विश्रमितश्रमसीकरे॥
निजगाद....॥५॥

રાજીવઆનન! કરો વિધુશા લલાટે
કસ્તૂરીએ રતિ તણા શ્રમવારિ સિક્ત
રેખા – કલંક સમ સુંદર ચાંદલો હે
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને. ૫

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદ્રજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે કમલાનન શ્રી કૃષ્ણચંદ્રજી! રતિશ્રમના પરસેવાનાં બિન્દુઓયુક્ત અર્ધચંદ્ર જેવા શોભતા મારા લલાટમાં કસ્તૂરીરસથી કલંક રેખા જેવું સુંદર તિલક કરો.—૫

मम रुचिरे चिकुरे कुरु मानद मनसिजध्वजचामरे ।
रतिगलितेललिते कुसुमानि शिखण्डिशिखण्डकडामरे
निजगाद...॥६॥

કામધ્વજ ચમર ને ગિખિપિચ્છજૂથ
જેવા, ક્રીડાથકી શિથિલ સુકેશપાશે
ગૂંથો ભરી કુસુમની ફરી વેણિ માન્ય!
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને ૬

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદ્રજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે માનનીય યદુનંદન! કામદેવની પતાકાના ફૂમતા જેવા, રતિકાળે ઢીલા પડી ગયેલા ને મયૂરપિચ્છનાં ઝુંડ જેવા મારા કેશપાશમાં ફરીથી પુષ્પોની ગૂંથણી કરો.—૬

सरसघने जघने मम शम्बर दारण वारण कन्दरे।
मणिरशनावसनाभरणानि शुभाशय वासय सुन्दरे॥
निजगाद... ॥७॥

મારા મનોજ-કરી ગહ્વર શા નિતંબે
ભારે, રસાળ રશના મણિની ઉદાર!
બાંધો, રૂડાં વસન આભરણો વળી દ્યો
તે મોદતા રતિનિમગ્ન કહે હરિને. ૭

જ્યારે હૃદયને આનંદ દેવાવાળા શ્રી કૃષ્ણચંદ્રજી ક્રીડા કરી રહ્યા ત્યારે શ્રી રાધિકા બોલી કે, હે ઉદારચરિત શ્રી કૃષ્ણચંદ્ર! કામદેવ રૂપ મદમાતા હાથીની ગુફારૂપ અને ભારે નિતંબોવાળા મારા સુંદર કટિપ્રદેશ પર રત્નજડિત કંદોરો, વસ્ત્ર, તથા આભરણ પહેરાવો —૭

श्री जयदेव वचसि शुभदे हृदयं सदयं कुरु मण्डने।
हरिचरणस्मरणामृतनिर्मित कलि कलुषज्वर खण्डने ॥८॥

વાગ્દેવ પાદસ્મરણામૃતથી સમાવે
જે દુષ્કૃતો કલિતણાં, શણગાર જેવા
કલ્યાણરૂપ કવિતમાં જયદેવના તે
હે ભાવિકો! સદય અંતરભાવ વાળો ૮

હે ભાવિકજનો! કવિરાજ શ્રી જયદેવ કવિના શ્રી કૃષ્ણચંદ્રના સ્મરણરૂપી અમૃતથી કલિયુગમાં કરેલાં પાપોના વિનાશક, ભૂષણ સ્વરૂપ, અને કલ્યાણદાયી ગીતમાં તમારું ચિત્ત પરોવો. ૮

इति श्री गीतगोविन्दे चतुर्विंशतितमः प्रबन्धः ॥

આમ શ્રી ગીતગોવિન્દના બારમા સર્ગમાં ચોવીસમો પ્રબંધ સમાપ્ત થયો.

रचय कुचयोः पत्रं चित्रं कुरुष्व कपोलयोः
घटय जघने काञ्चीमञ्चस्रजा कबरीभरम् ।
कलय वलयश्रेणीं पाणौ पदे कुरु नूपुरा
वितिनिगदितः प्रीतः पीताम्बरोऽपि तथाकरोत् ॥१॥

શાર્દૂલવિક્રીડિત

દોરો પત્ર પયોધરે, ફૂલ-દલોમાં ચિત્ર ગાલે વળી,
પ્હેરાવો કટિમેખલા રણકતી, ને પુષ્પમાળા થકી
ગૂંથો કેશ, કરે પદે વલય ને હે નાથ એ નૂપુરો
કીધું આમ કરે પીતામ્બર બધું તે તો ઘણા હર્ષથી ૧

હે પ્યારા! તમે તમારા હાથથી મારા સ્તનમંડલ પર સુંદર પત્રાવલીની રચના કરો, ગાલ પર ચિત્ર દોરો, જઘનસ્થલ ઉપર કટી

મેખલા પહેરાવો, પુષ્પોથી મારા કેશનું ગુમ્ફન કરો, અને હાથમાં કંકણ તથા પગમાં નૂપુર પહેરાવો. આમ શ્રી રાધિકાજીએ પોતાના વ્હાલાને જે જે કહ્યું તે તે બધુંજ પીતામ્બરધારી શ્રી કૃષ્ણે પ્રસન્ન થઈને કર્યું.—૧

पर्यङ्कीकृतनागनायकफणाश्रेणी मणीनां गणे
संक्रान्तप्रतिबिम्ब संकलनया बिभ्रद्वपुर्विक्रियाम् ।
पादाम्भोरुहधारिवारिधिसुतामक्ष्णां दिदृक्षुः शतैः
कायव्यूहमिवाचरन्नुपचिताकूतो हरिः पातु वः ॥२॥

શાર્દૂલવિક્રીડિત

ફેંણશ્રેણિતણા મણિગણુ વિષે પર્યંક શા શેષની
થાતાં હા ! પ્રતિબિમ્બપાત ધરતા ભેળાં રૂપો જે ઘણાં
સો સો ઉત્સુક લોચને નિરખવા જાણે રચે વ્યૂહ તે
પદ્માને પગ ચાંપતાં કમલશા રક્ષો હરિ આપને. ૨

પલંગ જેવા શેષનાગની ફણાઓના મણિઓમાં પડેલા પ્રતિબિમ્બ ને લીધે અનેક રૂપ ધારણ કરેલા ચરણ કમલોની સેવા કરતાં શ્રી લક્ષ્મીજીને હજારો નયનોથી નિરખવા માટે જાણે અનેક શરીર ધારણ કરતા ન હોય તેવા શ્રી કૃષ્ણચંદ્ર આપ સર્વેનું મંગળ કરો.—૨

यद्गान्धर्वकलासु कौशलमनुध्यानं च यद्वैष्णवम् ।
यत्शृङ्गारविवेकतत्वरचना काव्येषुलीलायितम् ।
तत्सर्वं जयदेवपण्डितकवेः कृष्णैकतानात्मनः
सानन्दाः परिशोधयन्तु सुधियः श्रीगीतगोविन्दतः ॥३॥

શાર્દૂલવિક્રીડિત.

જે સંગીતકલાતણી કુશળતા, તલ્લીનતા કૃષ્ણમાં
ને શૃંગારલીલાભરી કવિતના વૈવિધ્યના તત્વને
જોવા નેમ સહર્ષ પંડિત ભણો તો લીન ગોવિન્દમાં
તે સર્વે જયદેવપંડિતતણા શ્રી ગીતગોવિન્દને. ૩

ગાયન વિદ્યામાં જે ચાતુર્ય છે, ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર વિષે જે તન્મયતા છે, અને કાવ્યશાસ્ત્રોમાં શૃંગાર રસની રચનાઓમાં જે લાલિત્ય છે તે બધાનું, શ્રી કૃષ્ણચંદ્રમાં એક ચિત્ત એવા શ્રી જયદેવ કવિના રચેલા ગીતગોવિન્દ કાવ્યમાંથી પંડિતવર્ગ આનંદપૂર્વક શોધન કરો.—૩

श्री भोजदेव प्रभवस्य रामा
देवीसुत श्री जयदेवकस्य ।
पराशरादि प्रियवर्गकण्ठे
श्री गीतगोविन्दकवित्वमस्तु ॥४॥

ઉપજાતિ

રામા અને ભોજ તણા સુપુત્ર
નામે કવિશ્રી જયદેવ કેરૂં
પરાશરાદિ પ્રિય વર્ગ કંઠે
શ્રી ગીતગોવિન્દ રમો સુકાવ્ય. ૪

શ્રી ભોજદેવ અને શ્રી રામાદેવીના પુત્ર શ્રી જયદેવ કવિની આ "ગીતગોવિન્દ" નામની ગીતમાલા પરાશરાદિ શ્રેષ્ઠ કવિઓના કંઠમાં સમર્પિત હો.—૪

साध्वीमाध्वीक चिन्ता न भवति भवतः शर्करे कर्कशासि
द्राक्षे द्रक्ष्यन्ति के त्वा ममृतमृतमसि क्षीर नीर रसस्ते ।
माकन्द क्रन्द कान्ताधर धरणितल गच्छ यच्छान्ति भावम्
यावच्छृङ्गारसारस्वतमिहजयदेवस्यविश्वग्वचासि ॥५॥

સ્રગ્ધરા

તારે માધ્વીક ! ચિંતા નવ કરવી ઘટે, શર્કરે ! કર્કશા તુ
દ્રાક્ષે ! જોશે તને કો ? મૃતાસમ સુધા ! દુગ્ધ ! પાણી સમુ તુ
તાવત્ રો આમ્ર ! કાન્તાઅધર ! ધરણિમા શાન્ત થૈ જા સમાઇ
સસારે જ્યા સુધી છે રસમય જયદેવે રચેલી કવિતા ૫

જ્યા સુધી આ સસારમા શ્રી જયદેવકવિનુ શૃગારરસથી સભર કાવ્ય વિરાજમાન છે, ત્યા સુધી હે માધ્વીક ! (હુ મધુર છુ તેવો) તારે ચિતા કરવી ઠીક નથી હે સાકર ! તુ તો કઠોર પથરા જેવી જ છે હે દ્રાક્ષ ! તારા તરફ તો જોશે પણ કોણ ? હે અમૃત ! તુ તો મરેલુજ લાગે છે હે દૂધ ! તુયે પાણી સમાન જ બની ગયુ છે હે આમ્ર ! તુ તો રોયા જ કર, અને હે કાન્તાના અધર ! તુ તો હવે પાતાળમા જ સમાઈ જા —૫

इतिश्री कविराजश्री जयदेवकविकृत गीतगोविन्दे प्रीत पीताम्बरोनाम द्वादश: सर्ग. ॥

इतिश्री गीतगोविन्दकाव्य समाप्तम् ॥

આમ કવિરાજ શ્રી જયદેવકવિ રચિત ગીતગોવિન્દ નામના મહાકાવ્યમા ' પ્રીત પીતામ્બર " નામનો બારમો સર્ગ સમાપ્ત થયો.

卐

अब्धेऽकशून्ययुग्मान्दे चैत्रमे फाल्गुने सिते ।
रत्नतिथ्यां गुरोर्वारे गीतं संपूर्णतां गतम् ॥

અનુષ્ટુપ

વ્રજ છે વિશ્વ આખુંયે વ્રજે એક જ છે પુમાન્
બાકી વ્રજાઙ્ગના સર્વે આરાધે એજ રાધિકા
રાધાને રાધિકાનાથ તણી એમ અખંડ આ
લીલા ચાલ્યા કરે, હુંયે કૃષ્ણની અભિસારિકા
કાળના વાયદાઓ ને સંકેતસ્થાન કો ગુહા
ગયો હ વ્હાલમો મારો લપાઇ કોક કુંજમાં
ભમું યુગયુગોથી ને દિગેદિશ ઘૂમીવળી
ગીતગોવિન્દનાં ગાતાં એમ આ વિક્રમાબ્દની
ફાલ્ગુની ચૌદશે શુકલ બે હજાર અને દશ
આ હું થાકી હવે બેઠી આવશે જખ મારીને.

આમ શ્રી ગીતગોવિન્દ નામનું મહાકાવ્ય સમાપ્ત થયુ

આમ ૨૦૧૦ ના ફાગણ સુદ ૧૪ ને ગુરુવાર તા. ૧૮-૩-૫૪ રોજ ભગવત્ કૃપાથી ડંકપુર નિવાસી વૈદ્ય રતિલાલ શંકરસા મહાકવિ શ્રી જયદેવકવિ વિરચિત શ્રી ગીતગોવિન્દ નામના મહાકાવ્યને ગૂજરાતી ભાષામાં છંદોબદ્ધ તેમજ ગદ્યાત્મક અનુવાદ પૂરો કર્યો.

## સમાપ્ત